૧૮૫૧

# स्वपराक्रम.



આ પુસ્તક

## સ્માઇલ્સ સેલ્ફ હેલ્પ

નામના

ઇંગ્રેજી ગ્રંથને આધારે તૈયાર કરેલા મરેઠી "સ્વપરાક્રમ"

ઉપરથી ગૂજરાતીમાં તૈયાર કરનાર


**अर्जुन नानजी नमळ.**

તાલુકા સ્કૂલમાસ્તર કુંડલા.





સંવત ૧૯૩૯ સને ૧૮૮૩



**અમદાવાદ.**

યુનાઇટેડ પ્રિન્ટિંગ અને જનરલ એજન્સી

કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

---

કીંમત આઠ આના.

મેહેરબાન હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુર.

વડોદરા સ્ટેટ.

આપના હાથ નીચે રાજકોટ ટ્રેનિંગ કાલેજમાં મેં કેલવણી લીધેલીછે, આપ મારૂં શ્રેય ઇચ્છોછો, મારા સંબંધમાં આવેલા મેહેરબાનોમાં આપની મારા પ્રત્યે કંઇ વિશેષ મમતા છે; વળી આ પુસ્તકના હેતુ મૂજબ આપ હરેક પ્રકારે સ્વદેશની ઉન્નતી કરવાને આગ્રહથી મથોછો; ઇત્યાદિ ઇત્યાદિ કારણોને લીધે આ પુસ્તક હું આપને અર્પણ કરૂં છું. તે સ્વિકારશો. એવો સેવકને ભરોંસો છે.

હું છું

આપનો આભારી સેવક.

અર્જુન.

# પ્રસ્તાવના.



'સ્માઈલ્સ સેલ્ફ હેલ્પ' નામનો પ્રખ્યાત ગ્રંથ ઇંગ્રેજીમાં છે. તેમાં ઉદ્યોગની મહતાઇનું વર્ણન કરેલું છે; તથા બીજા ઉપર બિલકુલ આધાર ન રાખતાં, ફક્ત પોતાની મેહેનતથીજ મનુષ્યની ચડતી શીરીતે થાયછે, એ સ્પષ્ટ દર્શાવેલું છે.

આ ઇંગ્રેજી ગ્રંથનું મરેઠી ભાષાંતર કરનાર સદ્‌ગૃહસ્થે પ્રસ્તાવનામાં જણાવેલું છેકે "ગૂજરાત વર્નાક્યુલર સોસા- ઇટીએ સદહુ ઇંગ્રેજી ગ્રંથનું ગૂજરાતીમાં ઉત્તમ ભાષાંતર કરનારને રૂ૫૦૦) નું ઇનામ આપવાની જાહેર ખબર છપાવી હતી," સોસાઇટી તરફ લખી તપાસ કરતાં જ- ણાયું કે એ ગ્રંથનું ગૂજરાતીમાં ભાષાંતર હજી સુધી થયું નથી; તેમજ એવી જાતનું પુસ્તક સોસાઇટી તરફથી બહાર પણ પડ્યું નથી. આવા લોકોપયોગી ગ્રંથ દેશી ભાષામાં પ્રસિદ્ધ થાય એ ઘણી ઉત્તમ વાત છે, એમ ભાષાંતર કર્તા જણાવે છે તેથી, તથા ગૂજરાતી ભાષામાં આ ગ્રંથની આવશ્યકતા જણાયાથી 'સ્વપરાક્રમ' નામના મરેઠી ગ્રંથ ઉપરથી ગૂજરાતીમાં આ પુસ્તક તૈયાર કરેલુંછે.

મારો, તેમજ મારા કેટલાક મિત્રોનો, તથા સોસાઇટીનો વિચાર એવો હતો કે આ ગ્રંથમાં કેટલાક પ્રખ્યાત દેશી પુરૂષોનાં ચરિત્રો દાખલ કરવાં. આ વિચાર ઘણો ઉત્તમ છે, પરંતુ તેમ કરવાને ઘણાં ચરિત્રો એકઠાં કરી તેમાંથી

તત્વ એંચી કાઢવું, એ મારા જેવાને દુર્ઘટ લાગે છે; તોપણ ઈશ્વર ઇચ્છાથી જો બીજી આવૃત્તિ છપાવવાનો વખત આવશે, તો જેટલાં ચરિત્રો મેહેનત કરતાં મળી આવશે, તેટલાં તેમાં દાખલ કરવાની ઇચ્છા રાખુંછું.

મરેઠી 'સ્વપરાક્રમ' ના કર્તાએ ઉદાર દિલથી ભાષાંતર કરવાની રજા આપી એથી એમનો અતિ ઉપકાર સમજુંછું.

આ પુસ્તક જે સદ્ગૃહસ્થના વાંચવામાં આવે, તે ગૃહસ્થ કૃપા કરી કંઇ સુધારવા લાયક ખામી જણાવશે, તો ઉપકાર સાથે બીજી આવૃત્તિમાં સુધારીશ.

આ નાનકડા ગ્રંથ વિષે વિદ્વજ્જનોના અભિપ્રાય તથા સદ્ગૃહસ્થોના આશ્રય ઉપર સરત રાખી, આવાજ કોઈ લોકોપયોગી મરેઠી ગ્રંથનું ભાષાંતર કરી સુજ્ઞજનોની સેવામાં મૂકવામાં આવશે.

મુ. કુંડલા, સંસ્થાન ભાવનગર.<br>તા. ૧૦ મી માર્ચ સને ૧૮૮૩<br>સંવત ૧૯૩૯ ફાલ્ગુન સુદ ૨ ને<br>શનીવાર.

**અર્જુન નાનજી નમળ.**<br>તાલુકા સ્કૂલ માસ્તર<br>કુંડલા.



# स्वपराक्रम



"મુદ્દે દેશમાં જેવા લોક હશે તે પ્રમાણે દેશની ચડતી અથવા પડતી થશે." મિલ.

"કાયદા વગેરે સાર્વજનિક કામો કરવામાં લોકોનું વધારે લક્ષછે, પરંતુ તેઓ પોતાની વર્તણુક સુધારવા બાબત તો બિલકૂલ કાળજી રાખતા નથી." ડિસ્રાએલી.

"પ્રયત્ને પરમેશ્વર" એટલે પ્રયત્ન કરવાથી ઈશ્વર અ-વશ્ય સહાય થાયછે, એ કહેવું સર્વ પ્રકારે ખરૂંછે. આ નાના સરખા વાક્યની સત્યતાનો અનુભવ ઘણા લોકોને થયો હશેજ, માટે ઉદ્યોગ એ મનુષ્યને અવશ્યનો છે. જે માણસને કાંઈને કાંઈ ઉદ્યોગ કરવાની ટેવછે, એવા માણસની ચડતી થવાને ઘણો વખત લાગતો નથી, અને એવા ઉદ્યોગી પુરૂષો દેશમાં સર્વત્ર થયા, એટલે દેશની ચડતી ને આબાદી થવાનો પણ આરંભ થયો, એમ સ-મજવું. બીજા આપણને કેટલીક મદદ કરે, પણ જો આપણે ઉદ્યોગ કરીએ નહીં, ને આળસુની પેઠે શાંત બેસી રહીએ, તો તે મદદથી કંઈ વિશેષ ફાયદો ન થતાં, ઉલટું માત્ર નુકસાન થવાનો સંભવ છે. પરંતુ આપણે જો ખરેખર ઉદ્યોગ કરતા હોઈએ, અને તેમાં બીજાની કાંઈપણ મદદ ન હોય, તોપણ તે ઉદ્યોગનું ફળ ખચિત મળશેજ. જે કામ કરવાને આપણે પોતે મેહેનત કરવી જોઈએ, તે કામ જો હમેશાં બીજાની મદદથીજ કરવાની ટેવ પડે, તો કોઈ

કાળે જાત મેહેનત કરવાની ટેવ નહીં સરખી થઈ જઈ આ જગતમાં આપણે કેવળ નિરૂપયોગી થઇશું; માટે જે મનુષ્યને બીજાની મદદની ઘણી જરૂર છે, અને જે બીજાનો કેવળ તાબેદાર છે, તે પુરૂષના હાથથી કોઈપણ વખાણવા લાયક કામ બનતું નથી. એટલુંજ નહીં પણ તેવું કામ કરવાની તેને ઇચ્છા પણ થતી નથી. એકંદર પણે તેની શક્તિજ ઓછી થાયછે, એ કહેવું ખરૂંછે. જે છોકરાંને મેહેતાજી હમેશાં ઘરે શીખવવા જાય છે, તે છોકરાં મેહેતાજી વગર એક પગલું પણ આગળ ભરતાં નથી. આવાં છોકરાં કંઇ કામનાં નથી. મેહેનતુ છોકરાંને મેહેતાજીની બિલકૂલ ગરજ પડતી નથી, અને તેવાંજ બાળકો આગળ જતાં નામાંકિત થાય છે. એ ઘણાના જોવામાં આવ્યું હશે.

જોકે સરકારે આપણા ફાયદાને સારૂ ઘણીક મેહેનત કરી; નિશાળો સ્થાપી, પુસ્તકો છાપ્યાં, લાઇબ્રેરીઓ સ્થાપી, હુન્નરશાળા કાઢી, કાયદા કાઉન્સિલની ગોઠવણ કરી, પાર્લમેન્ટ સભાનો હક આપ્યો, એ બધું કર્યું, પરંતુ જો આપણે શાંત બેસી રહી તેનો ઉપયોગ કરીએ નહીં, તો તેથી દેશને અથવા આપણને ખરેખરો ફાયદો થશે એવું કહેવાય નહીં. બહુ તો તેથી માત્ર એટલુંજ થાય કે, આ-પણું કર્ત્તવ્ય શું છે, એ આપણે થોડું થોડું સમજીએ અને કદાપિ એમ લાગે કે આપણી સ્થિતિ ખરાબ છે, તે આપણે સુધારવી, અને સુધારતા જઇશું તો કોઈપણ અડચણ રેહેશે નહીં; પરંતુ આથી કાંઈ વધારે થાય એમ લાગતું નથી. નિશાળો સ્થાપી એટલે લોકો ડાહ્યા થશે, એ વાત ખોટી છે; એથી તો માત્ર શીખનારને એક સગવડ થઈ, પણ જેને શીખવાનીજ મરજી હશે નહીં, તેને

એક તો શું પણ એવી હજારો નિશાળો કાઢે તોપણ કંઈ કાયદો થવાનો નથી, એ ઉઘાડું છે. એમ જો હોય તો લોકોને હમેશાં એવુંજ લાગવું જોઈએ કે, આપણા કાયદાને માટે સરકારે ધ્યાન આપવું, અને આપણે શાંત બેસી રહીએ તથા કાંઈપણ મેહેનત ન કરીએ તોપણ હરકત નથી. મતલબ કે પ્રજાના હિતને માટે સરકારે ઉત્તમ કાયદા કરવા અને રૈયતે નિરાંતે ઘોર્યા કરવું.

ઘણા લોકોની એવી સમજ છે કે અમને મોટા મોટા હક મળ્યા, કાયદા કાઉન્સિલમાં દાખલ કર્યા, અને પાર્લામેંટ સભામાં અમે મુખત્યાર મોકલતા થયા, એટલાથી અમે સુખી થઈશું, અને અમારા દેશની ચડતી થશે, પરંતુ આ કેવળ ભ્રમછે. સરકારનું કામ એટલુંજ કે લોકના જાનમાલનું અને સ્વતંત્રતાનું રક્ષણ કરવું. સરકારે ગમે તેવા રૈયતના સુખને સારૂ કાયદા કર્યા હોય, તો પણ સજાઈથી લોકોને એવું કહેવાય નહીં કે ફલાણી વાત સારીછે, તે તમે માન્ય કરો. અને નહીં કરો તો અમે તમને શિક્ષા કરીશું. ચોરી, મારામારી અને ખૂન વગેરે ગુન્હા કરવા નહીં, એમ કેહેવાને કાયદાનો આધાર છે, અને સદરહુ અપરાધ કરનારને પિનલકોડ પ્રમાણે શિક્ષા પણ કરવામાં આવેછે; પરંતુ તમે વિદ્યા શીખો. ઉદ્યોગ કરો, બ્યાપાર કરો, પરસ્પર બંધુત્વનો નાતો રાખો વગેરે કાયદામાં હોતું નથી, અને એમ ન કરનારને કાયદાસર શિક્ષા પણ કરાતી નથી; માટે રાજા ગમે તેવો ન્યાયી, દક્ષ, કે પાપભીરૂ હોય તો પણ પ્રજાનું રક્ષણ તો રૂડી રીતે થશે, અને તેમના જાનમાલને કે સ્વતંત્રતાને કોઈ પણ પ્રકારે ધક્કો પહોંચશે નહીં; તેમજ આળસુ લોકોનું આળસ કમી થશે નહીં, ઉડાઉ લોકોનું ઉડાઉપણું તેવુંને તેવું રેહેશે, અને

દારૂડીઆ વગેરે લોકોનું દુર્વ્યસન પણ જશે નહીં. એ સુધારો કાયદા કાઉન્સિલ સ્થપાયાથી અથવા પાર્લમેંટ સભાનો હક મળ્યાથી થતો નથી. એ કામ સરકાર એકલીનું નથી, પણ લોકોએ તેમાં મદદ કરવી જોઇએ. દરેક માણસે આળસ મૂકી ઉદ્યોગ કરવો જોઇએ, અને પોતાની ઇચ્છાને સ્વાધિન રાખી હરેક રીતે નીતિને અનુસરીને પોતાની વર્તણુક રાખવી જોઇએ. આ પ્રમાણે થવાથીજ આપણું તથા આપણા દેશનું ભલું થવાનો સંભવ છે.

આપણામાં કહેવત છે કે '**યથા રાજા તથા પ્રજા**' એટલે જેવો રાજા તેવી પ્રજા; રાજા જો સદ્ગુણી અને પ્રજાનું રૂડી રીતે પાલન કરનારો હશે, તો તેથી પ્રજા પણ સદ્ગુણી ને વિચારશીલ થશે, પરંતુ રાજાજ જો દુષ્ટ અને કર્મ ભ્રષ્ટ હશે, તો તેની પ્રજા પણ તેવીજ થશે. એ કહેવું જો કંઇ પણ અંશે ખરૂં જણાતું હોય, તો ઉંડો વિચાર કરવાથી આપણને એવી ખાત્રી થશે કે '**યથા રાજા તથા પ્રજા**' એમ ન કહેતાં '**યથા પ્રજા તથા રાજા**' એમ કહેવામાં સત્યતાનો અંશ વધારે આવેછે; માટે તેનો વિચાર કરીએ. રાજા ઉત્તમ પ્રકારનો હોય, અને તે પ્રજાના ફાયદા સારૂ ઘણી કાળજી રાખતો હોય, પણ પ્રજા જો તેના સરખી નહીં હોય અને તે પોતાનું હિત અનહિત સમજતી નહીં હોય તો તે રાજાના સારાપણાનો ખચિત જોઇએ તેવો ઉપયોગ થનાર નથી. આળસુ દુષ્ટ વ્યસની અને દગાખોર લોકોને મોટા મોટા હક દેવામાં આવતા નથી, કેમકે તેથી રાજ્યને અવગુણજ થવાનો. સુધરેલા લોક પ્રમાણે તેમની સાથે વર્ત્તવું એ કેટલેક દરજ્જે ઠીક નથી. તેમની યોગ્યતા પ્રમાણેજ તેમની વ્યવસ્થા કરવી જોઇએ, પરંતુ તેજ રાજા જો દુષ્ટને જુલમી હોય અને

પ્રજા હુશીઆર અને સ્વહિત સમજનારી હોય, તો તે એવા રાજાનો જુલમ વધારે દિવસ ચાલવા દેશે નહીં. ઈંગ્રેજ લોકોનું રાજ્ય જોઇએ તો આજ ઘણે ઠેકાણે છે પરંતુ તેમની રાજ્ય વ્યવસ્થા કરવાની રીત જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી છે. રાજ્ય કર્ત્તા તો તેજ, પરંતુ ઈંગ્લાંડના લોકોને જે હકછે, તે આ દેશમાં આપણને નથી; અને આપણને જે થોડો ઘણો હકછે, તે આફ્રિકાના શીદી લોકોને નથી. આનું કારણ પણ ખુલ્લુંજ છે. મોં તેવી લપડાક અથવા મોઢું જોઇને ટીલું. *આપણી આજ પાર્લમેંટ સભામાં બેસવાની યોગ્યતા નથી, (?) માટેજ તે અધિકાર હજી સુધી આપણને મળ્યો નથી, યોગ્યતા હોત તો આપણા રાજ્ય કર્ત્તાએ તે અધિકાર ક્યારનો આપ્યો હોત. વધારે તો શું પણ આપણેજ તે અધિકાર લીધો હોત. આ ઉપરથી ખુલ્લું છેકે સુધારાના સંબંધમાં લોકોનું પગલું જો પાછળ હોય અને રાજ્ય કર્ત્તાનું કંઈ પગલું આગળ હશે, તો તેઓ રાજ્ય કર્ત્તાને પોતાની સાથે તાણીને પાછળ આણશે, પરંતુ જ્યાં લોકોનું પગલું આગળ ત્યાં તેઓ પોતાનો હક મેળવવાને શોશો પ્રયત્ન કરે છે, અને ત્યાંના રાજાઓનો જુલમ અને લૂચ્ચાઈ ક્યાં સુધી ચાલેછે, એ ઈંગ્લાંડ દેશનો ઇતિહાસ વાંચનારનેજ ખબર હશે. આ ઈંગ્રેજી રાજ્યમાં કેટલાકનો મત એવો છેકે જ્યારે આપણી ઉપર કંઈ દુઃખ પડે, ત્યારે તે માટે સરકારને ઠપકો દેવો, પણ તેમાં બધો દોષ આપણો છે. જેવી જેની યોગ્યતા તે પ્રમાણે તેને વધારે ઓછો હક મળે છે, ઉદ્યોગી, હુશીઆર, પ્રમાણિક લોકો ઉપર રાજ્ય કર્ત્તાનો પૂર્ણ વિશ્વાસ હોયછે, માટે તે લોકોને તે સારીરીતે

* આ વિચાર મરેઠી ગ્રંથકર્ત્તાનો છે. ગૂ. ભા. ક.

રાખેછે, પરંતુ અવિચારી, આપ મતલબી, ખૂની, લ-
બાડ એવા લોકો તરફથી રાજ્ય કર્તાને પણ બીક છે,
તેથી તેને માટે કાયદા પણ તેવાજ કડક કરવા પડે છે,
માટે દેશની સંપત્તિ, ને મોટાઈ જાણવાને ત્યાંના લોકો કેવી
ખાસિયતના છે, એ જાણવું અવશ્યનું છે. કેવળ સૈન્ય
મોટું હોય કે દરિઆઇ લશ્કર મોટું હોય, એટલે દેશની વ-
ધારે મોટાઈ સમજવી નહીં; કારણ દેશ કહ્યો એટલે બીજું
શું સમજવું? દેશ એટલે દેશના લોકો-સ્ત્રી અને પુરૂષ-તે
દરેકના વિચાર સુધર્યા છે? તેમનો ઉત્કર્ષ થયો હોય તો
દેશમાં પણ સુધારો ને ચડતી થશે, એ નિઃસંશય છે.

દેશમાં ઉદ્યોગ, ઉત્સાહ અને પ્રમાણિકપણું વગેરે સ-
દ્ગુણોની વૃદ્ધિ હોય, તો દેશની ચડતી ને આબાદિ થાય.
પરંતુ જ્યાં તેનો અભાવ હોય, એટલે જ્યાં તે સદ્ગુણ
ઓછા, જ્યાં લોકોનું કેવળ પોતાના સ્વાર્થપર લક્ષ, અને
જે સર્વ દુર્ગુણનું ઘર, એવા ઠેકાણાની સંપત્તિ સ્થિર
રહેતી નથી, અને તે દેશ જલદીજ ભીખ માગતો થાયછે.
દેશમાં વખતો વખત લોકો ઉપર જૂદી જૂદી જાતનાં સંકટો
પડેછે, તેનું કારણ ઘણું કરીને લોકોનો અનાચાર સમજવો.
તેનો પ્રતિબંધ થોડાઘણા ઉપાયે થતો નથી, અને કદાપિ
થાય, તો પણ એ સંકટો નહીં સરખાં થઈ, તેને ઠેકાણે
બીજાં દુઃખો આવીને ઉભાં રહેછે. તેનું જોર પેહેલાંના
કરતાં પણ વધારે હોયછે. તેનો બિલકુલ નાશ કરવાને
લોકોએ પોતાની વર્તણુક સુધારવી જોઇએ, અને પોતાના
દેશમાંથી અનાચાર બિલકુલ કાઢી નાંખવો જોઇએ. જો
આ ખરૂં હોય તો જે લોકો પોતાની સદ્વર્તણુકથી બીજાને
સદ્માર્ગે ચાલવાનો રસ્તો બતાવેછે, અને જે કંઈ પણ
ઉદ્યોગ ચલાવેછે; તેજ દેશનું ભલું કરેછે, એવું કહેવું જો-

ઇએ. તેનુંજ ખરૂં દેશાભિમાન, અને તેનીજ ખરી દેશ દાઝ સમજવી. પરંતુ એવું ન કરતાં રાજદરબારમાં ને મોટી મોટી સભામાંજ ફોકટ ધામધુમ કરેછે અને દેશ કલ્યાણનો માત્ર મોટો ડોળ ઘાલેછે, તેનું દેશાભિમાન ખોટું, તેની દેશપ્રીતિ ખોટી, તે ખોટો, અને તેની કરણી પણ ખોટી; દેશ કલ્યાણના કામમાં તે માત્ર નામ ધારીજ છે એમ જાણવું.

રાજા ગમે તેવા હોય પણ તે વડે પ્રજાના સુખ દુઃખમાં ઘણું અંતર પડતું નથી. પ્રજાના સુખ દુઃખનો અને ચડતી પડતીનો આધાર તેની પોતાની વર્તણુક ઉપરજછે. જુલમી રાજા હોય તો લોકોને એક પ્રકારનું દાસત્વ ભોગવવું પડેછે. જોકે આ વાત ખરીછે તો પણ તેથી ઘણું નુકસાન થતું નથી, પરંતુ લોકોજ જો અવિચારી હોય, અને કામ ક્રોધાદિ છ રિપુ તેની ઉપર પૂર્ણ અમલ કરતા હોય, અરથાત્ તેના તેઓ દાસ બન્યા હોય, તો આવી સ્થિતિજ માત્ર ઘણી ભયંકર સમજવી જોઇએ. તેમાંથી છૂટકો થવો મુશ્કેલ સમજવો. આવી ખરાબ સ્થિતિને પહોંચેલા લોકોને ગમે તેવા સારો રાજા મળે, અને તેમના હિતને માટે ગમે તેટલી મેહેનત કરે, તોપણ તે સર્વ નકામી જાયછે. તેમની સ્થિતિમાં તિલમાત્ર પણ ફેર પડતો નથી, તેમ દાસત્વપણું પણ જતું નથી; માટે જ્યાં સુધી લોકોની સમજ એવી રહેલી છે કે દેશની આબાદીનો આધાર સરકાર ઉપર છે, ત્યાં સુધી કાયદા કાઉન્સિલમાંથી ગમે તેવા લોક હિતાર્થનો કાયદો થાય, રાજ્યમાં ગમે તેટલો ફેરફાર થાય, એક રાજા જઈ બીજા રાજા આવે, તોપણ તેથી દેશને કાંઈ પણ ફાયદો થનાર નથી. ખરેખર પોતાનો સુધારો થવો અને દેશ સંપન્ન થવો, એ

જો ઇષ્ટ હોય તો લોકોએ ચાલતી વર્તણુક મૂકી દેવી જોઇએ, એવું થાય તોજ દેશમાં સર્વત્ર સ્વસ્થા થઈને પરસ્પર સ્નેહ વધારે થશે, વિશ્વાસ વધશે, અને દેશમાં ઉદ્યમ વ્યાપા- રને ઉત્તેજન ઘણું મળશે. જોનસ્ટુઅર્ટમિલ્લ નામનો વિદ્વાન થઈ ગયોછે, તેનું પણ એવુંજ કહેવું છે. તેણે એક ઠેકાણે એવું કહેલું છે કે, રાજ્યમાં ઘણોજ જુલમ હોય, પણ જો ત્યાંના લોકો ખબરદાર હોય તો રાજાનું એક પગલું પણ આડે માર્ગે જઈ શકતું નથી. લોકો સ્વતંત્રતા એટલે શું એ જો સમજતા હોય, તેઓનાં આચરણ જો પવિત્ર હોય, તો આવા જુલમથી તેમની સ્વતંત્રતા ને સુખમાં કંઈ પણ ફેર પડશે નહીં, અને તેમની આબાદી- જ થશે. પરંતુ જ્યાં આથી ઉલટું હોય, એટલે લોક અ- જ્ઞાનથી ઉન્મત્ત હોય, આપણે કોણ અને આપણે શું કરવું? એનું જેમને ભાન ન હોય, આપણી સ્થિતિ કેવીછે અને છેવટ પરિણામ શું થશે? એનો જેમને વિચાર નથી, એવે ઠેકાણે જુલમ ન હોય તો પણ તે ખરૂં જુલમી રાજ્ય, ત્યાંની ખરી સ્વતંત્રતા કેવળ નાશ પામી, અને તેજ લોક ખરા દાસ, એવું કહેવું જોઇએ. દેશ આબાદ કેમ થાય, એ વિષે લોકોના વિચાર વિલક્ષણ છે; કોઇને એમ લાગેછે કે આપણા ઉપર સાર્વભૌમ રાજાની સત્તા થાય, જૂના બાદશાહી અમલ શરૂ થાય, બાદશાહની સત્તા અપરિમિત થાય; એના હાથમાં સર્વ સત્તા સોંપવી, અને તેના આપ- ણે કેવળ ચાકર થવું, એટલે આપણો દેશ મોટાઈમાં ગયો, અને આપણને બીજા રાજની બીક રહેશે નહીં, તેથી આપણી આબાદી થશે. કોઈ કહેછે કે આ રાજ્ય કર્તા જાય ને બીજા રાજ્ય કર્તા આવે; રશિઅન અથવા અ- મેરિકન લોક અહીંઆં આવે, તો તે આપણને સારી રીતે

રાએ. એવી ઘણા લોકની સમજ છે. કોઈ કહેછે કે પિન-
લકોડમાં કંઈ ફેરફાર કરવા. એ પ્રમાણે ઠેકાણે ઠેકાણાના
લોકોનું કંઇનેકંઈ કહેવું છે, પરંતુ સર્વની મતલબ જોઇએ
તો એકજ છે. તે એકે આમ થવાથી અમને પોતાને
કાંઈ પણ જાતની મેહેનત પડે નહીં; જે કાંઈ કરવું હોય
તે પરભારૂં ઇંગ્રેજ, ફ્રેંચ અથવા અમેરિકન લોકોએજ
કરવું. અમે આળસમાં ને રમત ગમતમાં દિવસ કાઢીએ,
ઉદ્યોગ કરીએ નહીં, તો સુખી રહીએ. આ નઠારી ઇચ્છા
કેટલી સફળ થશે, એ ઉઘાડુંછે. બાદશાહી અમલ થયો,
એટલે આપણે સુખી થઇશું, એ કહેવું કેવળ ભ્રાંતિ ભરેલું
છે, તેનો અનુભવ આપણે હમણા સુધી લીધોછે. બાદ-
શાહના હાથમાં સર્વ સત્તા ગઈ એટલે તે આપણને કેવળ
ચીંથરાંની ઢીંગલીની પેઠે નચાવશે, અને આપણું સર્વ ડાહ-
પણ નહીં જેવું થઈ જશે; અને આપણા ઉપર હરેક
પ્રકારના જુલમની શરૂઆત થશે. બાદશાહ આ નામથી
મોહીને તેજ ઉપર આપણો સર્વ આધાર સોંપવો, એ
આપણે આપણું નીચપણું અને દાસત્વ કબૂલ કર્યા બરો-
બર છે. આ પ્રમાણે સ્વતંત્રતાનો નાશ કરનારા ઘાતકી
વિચાર લોકોમાં પ્રસિદ્ધ કરવા કરતાં સ્વઉદ્યોગ અને સ્વા-
ભિમાનગુણજ વધારે ફેલાવો કરવાથી દેશને ઘણો લાભ થ-
વાનો સંભવછે, અને એકવાર આ ઉપર જો લોકોની પ્રીતિ
થઈ તો આળસને પરતંત્રતાનો સહેજ દેશમાંથી નાશ થશે,
અને દેશનું કલ્યાણ થાય એવો જે આપણો ઇષ્ટ હેતુછે,
તે પણ સિદ્ધ થશે. ઈંગ્રેજ લોકોને આવી જાતનો સ્વતંત્ર
વિચાર ઘણો પ્રિયછે, અને તેથીજ પોતાના દેશનો રાજ્ય
કારભાર એકજ મનુષ્યને ન સોંપતા રાજ્યનો થાય તેટલો
કાર્યભાર પોતે ઉપાડવાને હમેશાં પ્રયત્ન કરે છે, માટે આ

બાબતમાં આપણે પણ તેમને અનુસરતો એટલે તેમનોજ દાખલો લેવો એ યોગ્યછે.

રશિઅન અથવા અમેરિકન લોક અહીં આવે, અથવા ઈંગ્રેજ લોકોજ આ દેશમાં થાણું ઘાલે, અને રાણીના કુળમાંથી એકાદો પુરૂષ અહીં આવી રાજ્ય કરે. તો આપણા દેશનું દરિદ્ર જાય અને આપણે સુખી થઈએ, એવું પણ ઘણા લોકોને લાગે છે. પરંતુ આ કહેવામાં તો કાંઈપણ અર્થ છે એમ કહેવાતું નથી. આ વિષે વિલિઅમડાર્ગન નામના ગૃહસ્થે જે વખતે ડબ્લિનમાં કળા કૌશલ્યનું પેહેલું પ્રદર્શન થયું, તેની આખરે જે ભાષણ કર્યુંછે, તે ઉતારી લેવા જોગ છે.

ડાર્ગન એ આયર્લાંડ દેશનો રેહેવાશી હતો. તેનામાં સ્વદેશાભિમાન ને દેશ પ્રીતિ એ ઉત્તમ ગુણનો વાસ હતો. તે કહેછે કે "હું ખરેખર કહુંછું કે દેશ અથવા લોકની સ્વતંત્રતા, એ શબ્દ મારે કાને પડેછે એટલે મારા દેશની અથવા મારા દેશી બાંધવોની મને ઓળખાણ થાયછે. અને આ મારો દેશ, અને આ મારા દેશી બંધુ સ્વતંત્ર કેમ થાય, એ વિચાર મારા મનમાં આવેછે. ઘણાને એમ લાગેછે કે અમેરિકન લોક અથવા બીજા કોઈ આપણી મદદ આવે, એટલે આપણું સ્વતંત્રપણું આપણને મળે, અને તેમના સહવાસથી આપણી ચડતી થશે. સુધરેલા લોકના સહવાસથી આપણો સુધારો થશે. એ વાત જોકે હું ઘણા ભાગે માન્ય કરૂંછું, તોપણ મને એવી પક્કી ખાત્રીછે કે રોજગાર ધંધાને સંબંધે આપણું જે ખરૂં સ્વતંત્રપણું છે, તે મેળવવું આપણા હાથમાંજ છે. તેમાં બીજા કોઈની મદદ ન જોઈએ. આળસ ને ઉડાઉપણું કહાડી નાંખવું જોઇએ, અને એવું કર્યું એટલે

અચિત આ કામમાં આપણને જશ મળશેજ. ઉદ્યોગ તો આપણો થોડો થોડો ચાલુછેજ, પણ તેવોજ હમેશાં ચાલુ રાખવો જોઇએ. વચમાં કંઇ સંકટ આવે તો તેથી બીવું નહીં, અને આ પ્રમાણે કાળજીથી નિયમિત મેહેનત કરવાથી પૃથ્વીના પૃષ્ટ ઉપરના કોઈપણ દેશની બરોબરી કરવાને આપણને વધારે વખત લાગશે નહીં. આપણો ધંધો રોજગાર વધશે, આપણી સ્થિતિ સ્થિર અને સુધરતી જશે, અને આપણે સુખી થઈશું"

આ દુનિઆમાં માણસના સુખને માટે જે કાંઈ અનેક સોયદાર વાત જણાય છે, તે સર્વ એક દમ થઈ નથી. તે માટે એક પછી એક થએલા લોકોએ મેહેનત લીધીછે, અને આપણી સામો આજ જે થોડો ઘણો સુધારો દેખાયછે; તે એક મનુષ્યના હાથથી કિંવા એક દેશના લોકથી થયો નથી. તેને માટે ઘણા લોકોની અને ઘણી જાતની મદદ લાગેલી છે, તેમજ કેવળ વિદ્વાન મનુષ્યોની સહાયથી આ કામ થયું નથી. રાનમાં રેહેનાર, અને ખેતરમાં મેહેનત કરનાર કણબી, તેમજ સુતાર, સોની, લુહાર, વણકર વગેરે સર્વ લોકની મદદ આ કામમાં થોડી ઘોડી પણ થએલી છે. અને તેથીજ આપણી આસપાસ આજ આ આવડો મોટો ચક્રવ્યુહ રચેલો આપણે જોઇએ છીએ. રેહેવાને મોટાં મોટાં ઘર થયાં, રસ્તા થયા, કૂવા થયા, આગગાડી થઈ, તારા યંત્ર થયાં, કારખાના થયાં, છાપખાનાં થયાં, અને બીજા ઘણાં મનુષ્યનાં સુખના સાધન થયાં. એ સર્વ ઉદ્યોગનુંજ ફળ. માણસે ઉદ્યોગ કર્યો ન હોત તો આજ આ સર્વ સુખ આપણને મળત નહીં, પરંતુ આ સર્વ ઉદ્યોગ આપણ એકલાનોજ નથી. આપણી પેહેલાંનાએ પણ આપણા પ્રમાણેજ

ઉદ્યોગ કર્યા છે, અને તેનું ફળ પણ આજ આપણને મળેછે. તેઓ ગયા તે વખતે તેમણે મેળવેલી સર્વ સંપત્તિ આપણને સ્વાધિન કરીછે, આ ક્રમ જગતની શરૂઆતથી ચાલેલો છે, માટે આ ઓગણીશમાં સૈકામાં આટલો સુધારો થયો; હમણા આપણું કામ પણ તેજછે. મળેલી સંપત્તિ સંભાળી અને તેમાં અનુકુળતા પ્રમાણે વધારો કરી, તે સર્વ હવે પછી થનાર પ્રજાને સ્વાધિન કરવી જોઇએ. પરંતુ આ કામ નકામા બેશી રહેવાથી થતું નથી. એને માટે ખરેખરી મેહેનત કરવી જોઇએ, ઉદ્યોગ કરવા જોઇએ. મફતના મોઢેથી લાંબા લાંબા ખોટા ગપ્પા મારવાથી કંઈ થવાનું નથી.

બીજા ઉપર ઘણો આધાર ન રાખતાં, કાળજીથી સ્વઉદ્યોગ કરવાની વાતમાં ઈંગ્રેજલોક ઘણાજ પ્રખ્યાત છે. તેમનો દેશ અને તે પોતે કોઈ કાળે કેવળ વગડાઉ હાલતમાં હતા. પરંતુ માત્ર ઉદ્યોગના પરાક્રમથીજ થોડા કાળમાં તેમણે પોતાનો એટલો બધો સુધારો કર્યો, કે પૃથ્વીના પૃષ્ઠ ઉપર તેમની સત્તા આજ સર્વત્ર પ્રસરેલી છે. તેમના રાજ્ય ઉપર સૂર્યનો પ્રકાશ કોઈ પણ વખતે હોતો નથી એમ નથી. ચૌદ વિદ્યા અને ચોસઠકળા એ સર્વ હાલ તેમને ઘરે પાણી ભરેછે. એમ કહેવાને ઘણો બાધ આવતો નથી. દિવસે દિવસે તેમની આબાદી વધતી જાયછે, આ તેમનો વૈભવ તેમના ઉદ્યોગનું ફળ છે, એમ કહેવું જોઇએ. તેમાં નસીબનો ઘણો ભાગ નથી, કેમકે ઉદ્યોગનેજ તેમના દેશમાં ઘણું માન છે. આ ઉદ્યોગમાં કેવળ મોટા મોટા લોક, કે સર્વ કામમાં લોકોના આગેવાન, કે જેનાં નામ દુનિઆમાં પ્રખ્યાત છે, એવાજ નહોતા, પણ ગરીબ ગરબાં, મધ્યમ અને કનિષ્ટ સ્થિતિના લોક, કે જેમનાં

નામ જોઇને કદી કોઇને એમ ન થાય કે આવાનો પણ આ સત્યકૃત્યમાં ઘણોજ ભાગ હશે. ઇતિહાસાદિ ગ્રંથમાં લડાઈના સંબંધમાં ઓરંગ્મન પારછા સરખા શૂરવીર સરદારનુંજ નામ જો કે નજરે પડેછે પણ એક અપ્રસિદ્ધ સિપાઇમાં શૌર્ય, સાહસાદિ વીર પુરૂષને શોભાવનાર ગુણ કમી હોયછે એમ નથી. જો તે તલવાર બહાદૂર હોય તોજ ઘણુંકરીને શત્રુનો પરાભવ થાય. આ સંસાર પણ એક લડાઇજ છે. આ લડાઇમાં કામ, ક્રોધ, આળસ વગેરે શત્રુનો આપણે નાશ કરવો એ કર્તવ્ય છે. એ કામ કેવળ મોટા મોટા લોકના હાથથી થતું નથી. કંઈ પણ લેખામાં નહીં એવા લોકોએ પણ આ મહાન શત્રુનો પરાભવ કરીને પોતાનું અને પોતાના દેશનું મોટાપણું સ્થાપન કર્યું છે. હવે જે મોટા એટલે જે મોટા કુળમાં જન્મેલા, જેમની સંપત્તિ ઘણી ને જેમની કીર્તિ ઘણી, એવાનાંજ માત્ર લોકોએ ચરિત્ર લખીને રાખ્યાં, તેથી તેમનાં નામ અમર થયાં, પરંતુ જે ગરીબ, અને નિરૂપાયને લીધે અપ્રસિદ્ધ રહેલા, એવાની સંખ્યા ઘણીછે, તેમનાં ચરિત્ર કોઇએ લખેલાં નથી, અને તેથી તેમનાં નામ વિષે કોઇને માહિતી નથી, પણ એ લોકોથી દેશને ઓછો ફાયદો થયો એમ નથી. એવા લોકોનોજ હરેક જાતનો ઉદ્યોગ, તેના તથા દેશના સુધારા અને આબાદીનું કારણ ઘણા ભાગેછે, એ ઉઘાડું છે. કારણકે ગમે તેવો નીચ મનુષ્ય હોય, પણ જો તે કોઈપણ જાતનો યોગ્ય ઉદ્યોગ કરીને પોતાનું અને પોતાના કુટંબનું સંરક્ષણ કરતો હોય, બીજાની એક પાઈ પણ લબાડાઈથી મેળવવાની તેને ઇચ્છાજ ન હોય, કોઈ જાતનું પણ તેને દુર્વ્યસન ન હોય, કોઈનું કરજ ન હોય, આચરણ શુદ્ધ અને નિષ્કલંક હોય, તો એવા મનુષ્યથી

દેશને એ ફાયદા છે. ૧ એકનો તેથી કોઇનું નિંદા નુકસાન થશે નહીં. (એ આ દિવસોમાં જેવા તેવા ફાયદો નથી. ૨ બીજો એકે પોતાની સદ્વર્ત્તણુકથી બીજાને સન્માર્ગે જવાનો એક જાતનો તે દાખલો આપેછે. એથી જે દેશને વિલક્ષણ ફાયદો છે, તે તાત્કાલિક નથી, પણ વર્ષોનુવર્ષ, વંશપરંપરા અને શત્કાનું શતક તેનો સતત્ અમલ ચાલેછે.

આપણે હમેશાં એવું જોઇએ છીએ કે ઉદ્યોગી અને સદ્ગુણી મનુષ્યની સંગત હોય, તો લોકો ઘણું કરીને આડે માર્ગે જતા નથી. એમની સંગતથી તેમના મનપર એક જાતનો બોધ થઇ તેઓ સન્માર્ગે ચાલેછે. સત્ સંગતથી આ પ્રકારની આપણને શીખામણ મળે છે. તે વ્યવહારમાં ઘણી ઉપયોગી છે. આ કરતાં પણ કુટુંબના માણસોની સદ્ વર્ત્તણુકથી આપણને જે શિક્ષા મળેછે, તેની યોગ્યતા ઘણીછે. તેનું આપણા મનપર કંઈ વિશેષ જોર હોયછે. ચાર માણસમાં ( મંડળીમાં ) ફરવાથી પણ આપણો ઘણો સુધારો થાયછે. રસ્તામાં, બજારમાં, દેવળમાં, ઑફિસમાં, કારખાનામાં, અને જ્યાં જ્યાં, લોક સમુદાય ઘણો હોય, એવે ઠેકાણે જૂદી જૂદી જાતના માણસો આપણા જોવામાં આવેછે, તેમાં કોઈ ઉદ્યોગી, કોઇ સાહસિક કોઇ સત્યવાદી, કોઈ અધર્મનો શત્રુ, કોઈ કેવા અને કોઇ કેવા હોયછે. તેથી તેમાં આપણે કંઈ પણ શીખામણ લેવા લાયક હોયછે. એ જ્ઞાન નિશાળમાં મેહેતાજી પાસે અભ્યાસ કરવાથી મળતું નથી. નિશાળમાં આપણને જે થોડી ઘણી વિદ્યા મળેછે, તેની આ પેહેલાં વધારે મોટાઈ જણાતી નથી, તે વિદ્યા તો માત્ર નમુના દાખલ છે. તેની પૂર્ણતા કરવાને આવા

જ્ઞાનની ઘણી જરૂર છે. આ જ્ઞાન જો ન હોય સર્વ વિદ્યા કેવળ અપૂર્ણજ રહેછે. આ દુનિઆ એ શું છે, અને તેમાં આપણું કર્ત્તવ્ય શું છે, એ સમજવાને આ સિવાય બીજો માર્ગ નથી, બેકને પણ એવુંજ કહેલું છે. તે કહે છે કે, આપણે ગમે તેટલી વિદ્યા સંપાદન કરીએ પણ તેનાથી તેનો ઉપયોગ કેમ કરવો એ સમજાતું નથી. એ સમજવાને માટે મંડળીમાં ફરવું જોઈએ, અને તેની રીતભાત, તેની ચાલ ચલગત, લક્ષ રાખી જોવી જોઇએ. ઇતિહાસના ગ્રંથ અને મોટા મોટા મનુષ્યના ચરિત્રો વાંચવાથી પણ આ જાતનો ઘણો ફાયદો છે.

મોટા મોટા પુરૂષોનાં અને મુખ્યત્વે કરીને સત્ય પુરૂષોનાં ચરિત્રો લખી રાખવાની આપણા લોકમાં ઘણી ચાલ નથી. રાજાના અને કબીર, તુકારામ, રામદાસ વગેરે સાધુ મંડળીમાંના કોઈનો જૂનો ઇતિહાસ આપણા જાણવામાં આવેછે. પરંતુ હમણા આ ચાલ નહીં જેવો ચાલેલો છે, ઈંગ્રેજ લોકોમાં આ સંપ્રદાય ઘણોછે, તેમની ભાષામાં આવા પ્રકારના ગ્રંથ ઘણાછે, અને તેની સંખ્યા દિવસે દિવસે વધતી જાયછે. આવા ગ્રંથ લોકોને ઘણા ઉપયોગી છે; તેથી પુષ્કળ નવી નવી વાત સમજાય છે. તેમાંના કેટલાક ગ્રંથની યોગ્યતા ઘણીજ છે. આ સંસારમાં આપણું કર્ત્તવ્ય શું છે; અને કેવી જાતની વર્ત્તણુક રાખવાથી પોતાનું અને પોતાના દેશનું હિત થશે, વગેરે એ વડે આપણે સમજીએ છીએ. તેમાં એવાં ઉદાહરણો પુષ્કળ મળેછે, અને તે વાંચીને આપણા મનની પક્કી ખાત્રી થાય છે, કે જે માણસે નિરાશ ન થતાં સતત્ ઉદ્યોગ કર્યો, પરિશ્રમ કર્યો, અને તેમાં કંઈ ન્યુનતા રાખી નહીં, તથા વ્યહાર ચોખ્ખો રાખ્યો, તો તેની

યોગ્યતા અને મોટાઈ લોકોની નજરમાં આજ આવેછે. એવા માણસને કોઈપણ કામ કઠિણ પડતું નથી, જે ગરીબ હોય પરંતુ સ્વાભિમાન વિષે જો તેને કંઈ માહિતી હોય, તો બીજા ઉપર વધારે આધાર ન રાખતાં પોતાનાજ ઉદ્યોગ વડે દારિદ્રનો નાશ કરી, ગાંઠે એ પૈસા મેળવેછે, અને લોકોમાં તેનું મન ધાર્યું થાયછે; આવાં ઉદાહરણો આંખે જોતાં છતાં અથવા પુસ્તકોમાં વાંચતાં છતાં ઉદ્યોગ ન કરે, ને આળસમાંજ પોતાનો દિવસ કાઢે એવા પુરૂષ કોઈકજ હોય છે. બીજાનો ઉદ્યોગ જોઇને અને આવા અનુભવિ ગ્રંથ વાંચીને દરેક મનુષ્યને ઉદ્યોગ કરવાની ઈચ્છા સહજ ઉત્પન્ન થાયછે, અને પછી તે કામમાંજ એટલે તેથીજ તેની ચડતી થાયછે.

ઈંગ્લાંડ દેશમાં ઘણા મોટા મોટા વિદ્વાન થઈ ગએલા છે. તેમની બુદ્ધિ તીક્ષ્ણ તેમની વિચાર શક્તિ જબરી અને તેમનો ઉદ્યોગજ વિલક્ષણ, એથીજ તેમાંથી કોઈ પ્રસિદ્ધ શાસ્ત્રવેત્તા થયા, કોઈ ભાષાભિજ્ઞ થયા, અને કોઈ કળા કૌશલ્યમાં નિપુણ થયા. એ સર્વ ઘરના શ્રીમંત અથવા મોટા કુળના હતા, કિંવા એ સર્વમાં નિશાળે જઈ કે મોટી વિદ્યાલય અગર પાઠશાળામાં જઈ વિદ્યા શીખવાનું સામર્થ્ય હતું, એમ સમજવું નહીં. કોઈ કોઇતો પેઢીથી ઘણા ગરીબ અને ખેતરમાં અથવા કારખાનામાં મેહેનત કરીને પોતાનો નિર્વાહ ચલાવતા હતા, પરંતુ નવરાશની વખતે મેહેનત કરી પોતાની બુદ્ધિનો ચમત્કાર લોકોને બતાવ્યો. આ પ્રમાણે જેઓ કેવળ નિરાશ્રિત હતા, તેમણે બીજાની મદદની ઘણી પરવા ન રાખતાં, પોતાના ઉદ્યોગના જોરથીજ પોતાને મોટા કહેવરાવ્યા; અને જેઓ કેવળ ગરીબ હતા તે ધનાઢ્ય થઈ બેઠા. તેમનો ઉ-

દ્યોગ વિલક્ષણ તેથી વચમાં મોટાં મોટાં વિઘ્નો આવ્યાં, તોપણ તેને ન ગણતાં પોતાનો ક્રમ તેવોજ ચાલુ રાખ્યો. કોઈ કોઈ પ્રસંગે તો તે વિઘ્નો તેમને સહાયકારી થયાં, એવું પણ કહેવામાં આવશે. કેમકે તે વિઘ્નોથી તેમની ઉમેદ કંઈ કમી થઈ નહીં, પણ માત્ર ઉલટો તેમનો પ્રયત્ન વધ્યો, તેમના ઉદ્યોગને મજબૂતાઇ મળી, અને તેથી તે પેહેલાં કરતાં વધારે ફળદ્રુપ થવા લાગ્યો. એ પ્રમાણે અનેક સંકટો ખમી જેઓ આગળ આબરૂદાર થયા, એવા લોક ઈંગ્રેજમાં ઘણા થઇ ગયાછે અને હાલ પણ છે. આ ઉપરથી કરનારને કોઇ પણ કામ અશક્ય નથી, એવા અર્થની તેમનામાં એક કહેવત છે તે શબ્દશઃ ખરીછે. તેનો અનુભવ આપણા લોકોએ લેવા એ યોગ્ય છે. આ કેહેવતની સત્યતા વિષે આગળ પુષ્કળ ઉદાહરણો આવશે તે ઉપર દરેક પુરૂષે ઉંડો વિચાર કરી, તે પ્રમાણે વર્તવાનો નક્કી પ્રયત્ન કરવો એટલે આપણા આ દુર્દૈવી ભારતવર્ષનું દૈન્ય જવાને વધારે લખત લાગશે નહીં.

**જેરેમીટેલર** કરીને એક વિદ્વાન પંડિત થઈ ગયો છે. તેણે ધર્મ સંબંધી પુષ્કળ ગ્રંથ લખેલા છે. તેના વિષયની અને તેની ભાષાની યોગ્યતા ઘણી હોવાથી આજ કાલ તેને વિશેષ માન છે. રીચર્ડ આર્કરાઈટનું નામ તો ઈંગ્લાંડમાં નાના મોટા સર્વને માહિત છે. ઈંગ્લાંડમાં રૂ પીંજવાનું યંત્ર પેહેલ વેહેલું એણેજ બનાવ્યું. અને કાપડના કારખાનાની શરૂઆત પણ એણેજ કરી છે. ચીફજસ્ટીસ લાર્ડટેંડર્ન કરીને એક ન્યાયાધિશ થઈ ગયો તેની યોગ્યતા થોડી કાંઈ નહોતી. તેમજ એ નામનો વિદ્વાન ચિતારો થઈ ગયા, તે ચિત્ર વિદ્યામાં એટલો તો નિપૂણ હતો કે

તેના હાથનાં ચિત્ર હજીસુધી મોટે મોટે ઠેકાણે જોવામાં આવેછે. હમણા કહેવાની વાત માત્ર એટલીજ કે આ સર્વ વાળંદના છોકરા, એમણે કાખમાં કોથળી મારીને હજામત કરી હતી. પરંતુ એમની બુદ્ધિ ને ઉદ્યોગ વિલક્ષણ હતાં તેથીજ તેઓ એવડી મોટી યોગ્યતાને પામ્યા.

**સેક્સપિયર** કવિની તો સર્વત્ર પ્રખ્યાતિ છે. તેના નાટકોના ગ્રંથ પુષ્કળ છે. તે ગ્રંથની યોગ્યતા કાંઈ વિશેષ છે, વિદ્વજનોને તે માન્ય છે, તેથી યુરોપમાં તેનાં અનેક ભાષાંતરો થયા છે. આ કવિના સન્માનાર્થે વિદ્યાપ્રિય જનોએ તેના જેવી આરસપહાણના પથ્થરની મૂર્ત્તિ કરીને ઠેકાણે ઠેકાણે મૂકેલી છે. એટલી બધી તેની યોગ્યતા છે, પણ તે કોણ અને તેનો ધંધો શો હતો, તેનો હજી સુધી નિર્ણય થયો નથી. પરંતુ એતો ખુલ્લું છે કે તેનો જન્મ બિલકુલ હલકા કુળમાં થયો હતો. એટલુંજ માત્ર જણાય છે કે તેનો બાપ ભરવાડનો અને ખાટકીનો ધંધો કરતો હતો. અને કેટલાકના મત્તે સેક્સપિયર પણ નહાનપણમાં ઉન પીંજવાનું કામ કરતો હતો. મોટો થયો તે વખત કોઈ કહેછે કે નાના છોકરાની નિશાળમાં મેહેતાજી હતો, અને કોઈ કહેછે કે એક સાહુકાર પાસે કારકૂન હતો. ખરેખર તેનામાં માત્ર એકજ કસબ નહતો. તે સર્વ ધંધામાં કુશળ હતો. ખલાસીની ભાષા બોલવા માંડે તો કોઇને એમ ન લાગે કે આ જાતનો ખલાસી નથી. અને આ ઉપરથી કેટલાકનું એવું કહેવું છે કે તે ખલાસી હતો. ધર્મ સબંધી વાત કરવા માંડતો એટલે તેની જીભ ઉપડતી; અને તેમાં તેનું વાક્ય પાંડિત્ય એટલું તો શરૂ થતું કે કેટલાક પાદ્રિલોક તેને પોતામાં લેવા ઇચ્છે છે. એમના મતે તો આ કોઈ ભટનો પુત્ર હોવો જોઇએ, અથવા તેના હા-

થ નીચે નક્કી દિક્ષા લેવી જોઇએ. એજ પ્રમાણે ઘોડાની પારખ તેનામાં ઉત્કૃષ્ટ હતી, એથી એ ઘોડા વેચનારો હતો, એવું કેટલાકને કહેવું પડેછે. નાટકના કામમાં એ એટલો તો કુશળ હતો કે તેણે નાટકનોજ ધંધો કર્યો હોય, અને જાણે તે નાટકીજ હોય નહીં! એમ કહેવું જોઇએ. તેણે જેજે વેષને સોંગ લીધેલા તે ઉત્તમ રીતે ભજવેલા, તેમાં કાંઇપણ ન્યૂનતા રાખેલી નથી, એથી તેનાં પુસ્તકોમાંએ અલૌકિક જ્ઞાન ભંડાર દેખાયછે, ગમે તેમ કહો પણ તેની વિચાર શકિત અને તેનો ઉદ્યોગ વિલક્ષણ હતો, એ વાત નિર્વિવાદ છે, તેથીજ તેને આજ પુષ્કળ વર્ષ થઇ ગયાં તોપણ હજુ સુધી ઈંગ્રેજ લોક તેના ગ્રંથને એટલું બધું માન આપેછે, અને તેના ગ્રંથો એટલી બધી આસ્થાથી વાંચેછે કે તેનો હાલનો સુધારો થવાને એ ગ્રંથો ઘણા ભાગે કારણ ભૂત થયાંછે અને થાયછે.

બ્રિંડલે કરીને એક ઈંજનીઅર થયોછે. ઈંગ્લાંડમાં જેજે મોટી નેહેરો સારણો છે, તે સર્વ ઘણું કરી તેણે બાંધેલીછે. તેમજ કુક કરીને એક ખારવો થઇ ગયોછે, તે પોતાના દેશ સારૂ ઘણી લડાઇઓ લડ્યોછે. તેણે અમેરિકાનો ક્વીબેક પ્રાંત કબજે કર્યો હતો. બર્ન્સ કરીને એક કવિ થઈ ગયો, તેના બનાવેલા નાના મોટા ઘણા ગ્રંથછે. આ સર્વનો જન્મ કેવળ હલકા કુળમાં થયો હતો. તેમનાં માબાપ પોતાનો ઉદર નિર્વાહ મજૂરી કરીને કરતાં હતાં. કવિ બેંનજોન્સન, ઈંજનીઅર એડવર્ડસ, અને ભૂગર્ભશાસ્ત્રવેત્તા હ્યુમિલર, એ જાતના કડિઆ હતા. એમણે હાથમાં ચૂનારકું લઇ પંડે કેટલાક દિવસ કડિઆનું કામ કર્યું હતું. બેંનજોન્સનની એવી વાત કહેવાય છે કે લિંકન્સઇન કરીને કાયદા શીખવાની જે મોટી નિશાળ છે, તે બંધાઈ તે

વખતે એક હાથમાં પુસ્તક અને બીજા હાથમાં ચૂનારડું લઈને તે કામ કરતો હતો. સૂતારોમાં પણ ઘણા પુરૂષો પ્રખ્યાતિ મેળવેલા થએલાછે. હારીસનની નાની મોટી ઘડીઆળો પ્રખ્યાત છે. ક્રોનામિટર કરીને એક જાતનું ઘડીઆળ છે, તે ખલાસી લોકને વહાણ ઉપર ઘણુંજ ઉપયોગી છે. તે પેહેલ વહેલું એણેજ બનાવ્યું, અને તેને બે લાખ રૂપિઆનું ઈનામ મળ્યું. જૉનહંટર એ વૈદ્‌કમાં હુશીઆર થઈ ગયો. ઈંદ્રિય વિજ્ઞાન શાસ્ત્રની તેને ઉત્તમ માહિતી હતી. તેમજ પ્રોફેસર લીએ તો ઘણા દિવસ સૂતારનું કામ કર્યું હતું. પરંતુ તેણે નવરાશની વખતે ગ્રીક, લૅટીન, આરબી અને હીબ્રુ ભાષાનો અભ્યાસ કર્યો, અને તેમાં તે એટલો તો પ્રવિણ થયો કે ઓક્સફોર્ડ યુનિવર્સીટિમાં સદરહુ ભાષા શીખવવાને પ્રોફેસરની જગ્યાએ તેની નીમનોક થઈ. તેણે તૈયાર કરેલા આરબી અને હીબ્રુ ભાષાના કોશ તથા વ્યાકરણ ગ્રંથ હજી પ્રસિદ્ધ છે.

કાપડ વણનારા વણકર લોકોમાં પણ સિમ્સન નામનો ગણિતી થઈ ગયોછે. ડાક્ટર લિવિંગસ્ટનને તો ઘણા જાણતા હશે- તે હમણાજ બેચાર વર્ષ પેહેલાં મરણ પામ્યો છે. એણે આફ્રિકા ખંડમાં ફરીને ઘણીજ નવી જમીન શોધીછે, તેથી આટલાંટિક મહાસાગરમાંથી હિંદીમહાસાગરમાં કેપ ઑફ ગુડ હોપને આંટો ન ફરતાં, ઝાંબેઝી અને કાંગો આ બે પૂર્વ પશ્ચિમ વાહીની નદીઓમાંથી જવા આવવાનો માર્ગ સેહેલો છે, એવી અટકળ કરીછે. આ અને પ્રસિદ્ધ કવિ ટાનાહિલ એ બે પણ જાતના વણકરજ હતા. ક્લાઉડલેશાવેલ એ ઈંગ્રેજી આરમારનો સેનાપતિ હતો. તે ઘણો પરાક્રમી હતો, તેથીજ તેને

"સર"ની પદવી મળી હતી, પરંતુ એ જાતનો મોચી હતો, માટે જોડા અને બૂટ તૈયાર કરીને પોતાનો નિર્વાહ કરતો હતો. આ સિવાય બીજા ઘણા મોચી પોતાના ઉદ્યોગના બળથી નામાંકિત થઈ ગયાછે. સ્ટર્જન, એ વીજળી એટલે શું, તેની જરૂરશી, તે કેમ ઉત્પન્ન કરવી, અને તેનો ઉપયોગ શું એ પૂર્ણ રીતે જાણતો હતો. **યામ્યુઅલડયુના** નિબંધ ઘણાના જોવામાં આવ્યા હશે. ક્વાટર્લી રિવ્યુ કરીને ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ ત્રિમાસિક પુસ્તક નીકળે છે, તે કેટલાક દિવસ ગિફોર્ડ નામનો પુરૂષ ચલાવતો હતો. **બ્લૂમફિલ્ડ** કરીને એક કવિ થઇ ગયો. **કયારી** અને **મોસરીન** એ પાદ્રિ હતા, એમણે ખ્રિસ્તી ધર્મ ફેલાવવાને ઘણો શ્રમ લીધો હતો. એ બધાનો મોચીના કુળમાં જન્મ થયો હતો એ સિવાય બ્યાન્ફ ગામમાં હમણાજ કેટલાક વર્ષ પેહેલાં એક મોચી પ્રસિદ્ધ થઇ ગયો છે, તેનું નામ **થોમસએડવર્ડ.** એણે પોતાનો મોચીનો ધંધો ચલાવી બેઠા બેઠા સૃષ્ટિ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ કર્યો, તેમાં તે એટલો તો પ્રવીણ થયો કે પેહેલાં માહિતી નહોતી એવાં કેટલાંક શંખાકૃતિ પ્રાણી તેણે શોધી કાઢ્યાં, અને હજી તે એના નામથી પ્રસિદ્ધ છે. તે તેને **પ્રાનાઈઝાય ઍડવર્ડસાય'** એટલે ઍડવર્ડ શોધી કહાડેલું શંખાકૃતિ પ્રાણી કહેછે.

આપણે જેને દરજી લોક કહીએ છીએ તેને ઇંગ્રેજીમાં 'ટેલર' કહેછે. ટેલર કહ્યો એટલે ઇંગ્રેજ લોકમાં તેને વધારે માન નથી, તે કેવળ દુર્બળ, ને તેનાથી કોઇ પણ મોટું કામ થાય નહીં, એવી તે લોકની સમજણ છે. તેથી ઇંગ્રેજોમાં એવી એક કેહેવત ચાલેછે કે—'નાઇન ટેલર્સ મેક વન મૅન' એટલે નવ દરજી મળે, તો એક મનુષ્ય

થાય, પરંતુ એવા લોકમાં પણ ઘણા પરાક્રમી પુરૂષ જન્મ્યા છે. જોનસ્ટો જેણે ઘણા દિવસ સુધી દરજીનું કામ કર્યું હતું, પરંતુ હજી તેના બનાવેલા ઇતિહાસના ગ્રંથ પ્રખ્યાત છે. જોનહૉકસવૂડ એ નાનપણમાં એક દરજી પાસે ચાકર હતો, ત્યાં તેને પગાર વગેરે કંઈ મળતું નહોતું. શેઠને ઘેર બે વખત જમવું, અને કહે તે કામ કરવું. એ પ્રમાણે કેટલાંક વર્ષ કામ ચાલ્યું, કોઈ કારણથી ફ્રેંચ અને ઈંગ્રેજ વચ્ચે લડાઇ શરૂ થઈ. ત્યાં તે કામના નિમિત્તથી ધણીની સાથે જવા લાગ્યો, ત્યાં ગયા પછી પોએટીઅર્સની પાસે મોટી લડાઇ થઈ, તેમાં તેણે પોતાની તલવાર એટલી ગજાવી મૂકી કે તે વખતના રાજા ત્રીજા ઍડવર્ડે તેને નાઇટની પદવી આપી. અને તેના નામની સાથે 'સર'નો કિતાબ જોડ્યો, એટલે તે સરહૉકસવૂડના નામથી પ્રસિદ્ધ થયો. સેનાપતિ હૉબ્સનની પણ એવીજ ચમત્કારિક વાત કહેવાય છે. ઇંગ્લાંડની દક્ષિણે વાઇટ નામનો એક બેટ છે, ત્યાં તે બૉનચર્ચ નામે એક ગામમાં નાનપણમાં એક દરજી પાસે કામ શીખવાને માટે રહેલો હતો. ગામ સમુદ્ર કિનારે હોવાથી કેટલાંક લડાઈના વહાણ એક દિવસ બેટની પાસેથી જતાં હતાં તે ત્યાં દેખાવા લાગ્યાં, તે જોવાને બંદર ઉપર પુષ્કળ લોકની ગર્દિ થઈ હતી. એ વખતે હોબ્સ દુકાનમાં કાંઇ કામ લઇને બેઠો હતો, તેને આ બાતમી મળી, તે સાથેજ તેણે હાથમાંનું કામ પડતું મૂક્યું, અને સાથે કેટલાંક છોકરાંને લઈ બંદરે જવાને દોડ્યો. ત્યાં તેણે સુંદર ને ભવ્ય વહાણ જોયાં, તેથી તેને વિલક્ષણ આવેશ આવ્યો, અને તેને એમજ થયું કે આપણે પણ ખલાસી થવું. એટલે લાગલોજ એક હોડીમાં બેસીને ની

કર્યો, ને ઉતાવળ કરી, તેણે સઘળાં વહાણો પકડી પાડ્યાં. તેનો જે મુખ્ય સેનાપતિ હતો, તેને ભેટી પોતાની ઈચ્છા જણાવી. સેનાપતિને તેની હુશીઆરી જોઈ આનંદ થયો, અને વહાણ ઉપર તેને કોઇ કામપર નીમી દીધો. પોતાની જાતના ઉદ્યોગથી દિવસે દિવસે ત્યાં વધતો ગયો, અને જલદીથી તેને મુખ્ય સેનાપતિની જગ્યા મળી. તે ઘણી લડાઇઓ લડ્યો, તેમાં વેગોમાં સ. ૧૭૭૨ માં જે લડાઈ થઈ તે પ્રખ્યાતછે. તે લડાઇમાં તેણે સ્પાનીઅર્ડ લોકોનો પરાભવ કર્યો, એટલી બધી તેની ચડતી થઇ, પરંતુ તે પોતાનું પ્રથમનું ગામ અને ધંધો વિસર્યો નહોતો. ફરીને કોઇ કારણથી આ ગામમાં આ-વ્યો, આ વખતે તેની યોગ્યતા મોટી હતી, તથા સર્વ સૈન્યનો સેનાપતિ હતો, પરંતુ અહીં આવીને પેહેલી પો-તાના જૂના શેઠની ભેટ લીધી, અને તેને ઘેર બે દિવસ રહી, જે કંઈ શાક રોટલી મળી તેને માન આપી તે આગળ ગયો, આ કરતાં પણ આડ્રયૂ જોન્સનનું પરાક્રમ વિશેષ હતું, તે પણ જાતનો દરજીજ હતો, અમેરિકામાં યુનેટેડ્સ્ટેટસ કરીને પ્રજા સત્તાક રાજ્ય છે, ત્યાંનો એ કેટલાંક વર્ષ પેહેલાં પ્રેસિડન્ટ હતો. તે ચતુર અને સ્વ-ભાવે ઘણો શાંત હતો, તેનો પોતાનો વ્યવહાર ઘણો ચોખ્ખો હતો, તેને લૂચ્ચાઈ બિલકુલ આવડતી નહોતી, વૉશિંગ્ટન યુનેટેડ્સ્ટેટસની રાજધાનીનું શેહેર છે. ત્યાં તેણે એક વખતે ભાષણ કર્યું. તેમાં પોતાની જીંદગીની સર્વ હકિકત જણાવી કહ્યું કે હું એક નાના સરખા હોદ્દાપરથી આટલી બધી યોગ્યતાએ ચડ્યો છું, અને મેં સર્વ કામ કરેલાં છે. આ સાંભળીને એકઠા થએલા! કોઇ નઠારા લોકમાંથી 'દરજીદરજી' એવા અવાજ નીકળ્યો, પરંતુ એ

અવાજથી તેને કંઈ દ્વેષ આવ્યો નહીં. તેણે તેજ વખતે
જવાબ પણ ઘણોજ યોગ્ય આપ્યો. હું દરજી તો ખરો.
તમે મને દરજી કહો, તેનો મને કાંઇ દ્વેષ આવતો નથી,
પરંતુ મારી એ કેવળ શોભાછે એમ હું સમજુંછું. હું જે
વખતે દરજીનું કામ કરતો હતો, તે વખતે મારે ગ્રાહક
ઓછાં હતાં એમ નહોતું. હું કોઇ દિવસ કોઈનું લૂગડું
ચોરી લેતો નહીં, અને મારા કામમાં મારૂં કોઇ નામ દેતું
નહીં. મારાં કપડાં સર્વેને પસંદ પડતાં, અને હું નિયમિત
વખતે તૈયાર કરીને દેતો હતો.

કાર્ડિનલવૂલસી, ડીફો, અને એકેન્સાઈડ, એ સર્વ
ખાટકીના છોકરા. પરંતુ ફક્ત ઉદ્યોગના બળે કરીનેજ
તેઓ આગળ જતાં નામાંકિત થયા. વૂલસીની વાતતો
ઘણા જાણેછે. તે પેહેલેથી ઘણો ગરીબ હતો તેથી શ્રીમંત
લોકનાં છોકરાંને ઘડાંબેઘડી શીખવીને પોતાનું ગુજરાન
ચલાવતો હતો, પણ જલદીથીજ તેનો ઉદ્યોગ અને હુ-
શીઆરી શ્રીમંત લોકોની નજરે પડ્યાં તેથી તેને એક પછી
એક ચડતી જગ્યા મળતી ગઈ. યૉર્કમાં ધર્માધ્યક્ષની જ-
ગ્યાએ તેની નીમનોક થઈ. એ અધિકાર મોટો હોવાથી
તેનો પગાર પણ મોટો હતો, તેથી તે જલદી શ્રીમંત
થયો. ઓક્સફર્ડ યુનિવર્સિટીને તેણે દ્રવ્યથી ઘણી મદદકરી.
ક્રાઈસ્ટચર્ચ કરીને જે મોટી પાઠશાળા છે, તેની સ્થાપના
એણેજ કરીછે. તેણે એક મોટી સુંદર ઇમારત બાંધીને
પોતાના રાજાને ભેટ કરી, તેથી ઇંગ્લાંડના આઠમા હે-
નરી રાજાની તેના ઉપર પૂર્ણ મેહેરબાની થઈ, એટલે
તેણે લાર્ડ ચાન્સેલરની એટલે મુખ્ય પ્રધાનની જગ્યા આપી.
ડીફો, એ નાનપણમાં ઉનની ટોપી કરીને વેચતો હતો,
પરંતુ કાંઈ કારણથી તે ધંધો બરોબર ચાલ્યો નહીં તેથી

તે મૂકી દઈને કોઈની ઑફીસમાં કારકૂનની એક નાની જગ્યા તેણે કબૂલ કરી. પરંતુ ત્યાં પણ તેનું કંઈ વળ્યું નહીં. દૈવ યોગથી તે જગ્યાનો પગાર ઓછો થયો, તેથી તે અતિશય ત્રાસ પામ્યો, અને કંઈ સ્વતંત્ર ધંધો કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે નાનાં નાનાં પુસ્તકો છપાવ્યાં; તેમાં થોડાક પૈસા મળ્યા, તેથી તે ધંધો આગળ ચલાવ્યો. આજ તેના પુષ્કળ ગ્રંથ પ્રસિદ્ધ છે. તેમાં "રોબીન્સન-ક્રુઝો" એ નામની કલ્પિત વાત છે તે ઘણા લોકના જોવામાં આવેલી હશેજ. નિશાળમાં નાનાં છોકરાંને વાંચવા માટે તે અપાય છે. (હાલ તે પબ્લીક સર્વિસ ફર્સ્ટક્લાસ સર્ટિફિકેટની પરીક્ષામાં વાંચનબૂક છે.) **એ કેનસાઇડના** કવિતા રૂપી ગ્રંથ ઘણાછે. વૈદાના કામમાં પણ તે નિપૂણ હતો, અને તે વિષય ઉપર પણ તેના ઘણા ગ્રંથછે. **કર્ક-વ્હાઈટ** એપણ નાનપણમાં પગનાં મોજાં વેચનારની દુકાને ચાકર હતો, પણ તેને અભ્યાસનો ઘણો શોખ હોવાથી તેણે તે ચાકરી છોડી, અને એક વકીલની ઑફિસમાં રહ્યો. ત્યાં પોતાનું કામ સંભાળી તેણે લૅટીન અને ગ્રીક એ બે ભાષાનો અભ્યાસ કર્યો. આ તેની હુશીઆરી જોઈ એક દયાળુ અને ઉદાર ગૃહસ્થે તેને નિશાળમાં મોકલવાની તજવીજ કરી, અને તેનું જમવા, ખાવા વગેરેનું ખર્ચ પંડે આપવા લાગ્યો. એ રીતે તેણે વિદ્યા સંપાદન કરી. તેની કરેલી કવિતા આજ પ્રખ્યાત છે. **બનિઅન** એ એક કંસારાનો દીકરો, એના પણ ઘણા ગ્રંથ છે. એમાં 'પિલ ગ્રીમ્સ પ્રૉગ્રેસ' એટલે યાત્રા કરવાનો એક પ્રવાસ. એ નામનું એક ઉત્કૃષ્ટ રૂપકછે, જેમાં ઘણાં એક નામ ખ્રિસ્તી ધર્મમાંથી લીધેલાં છે, તો પણ એકંદર એ પુસ્તક પ્રત્યેક ધર્મના લોકોને વાંચવા લાયક છે. આ ઉપદેશની

ભાષા શુદ્ધ, સરલ અને ઘણી રસાળછે. જોસેફ્લાંકાસ્ટર એ એક કોયલા વેચનારનો દીકરો. એણે પોતે વિદ્યા સંપાદન કરવાને પુષ્કળ મેહેનત કરી, અને પછી પોતાના જેવાજ ગરીબ કુળમાં જન્મેલા હોય, એવાને વિદ્યા શીખવવાનાં કામમાં તેણે પોતાનું ઘણું એક આયુષ્ય વાપર્યું. નાનાં પુસ્તકો છપાવી તે ગરીબ લોકોને મફત વહેંચતો, અને પ્રસિદ્ધ ઠેકાણે ઉભા રહીને તેઓને ઉપયોગી થાય, એવા વિષય ઉપર વ્યાખ્યાન આપતો. એ મોટો ધાર્મિક હતો.

બાફનું યંત્ર તૈયાર કરવાના કામમાં ત્રણનું નામ પ્રસિદ્ધ છે. ન્યુકમન, વૅાટ, અને સ્ટીફન્સન. ન્યુકમન અને વૅાટ એ બે જાતના સોની. વૅાટ એ ઈંજનીઅર લોકોને ઉપયોગી નાનાં નાનાં હથિઆર તૈયાર કરીને વેચતો હતો. સ્ટીફન્સન એ કોયલાની ખાણમાં કામ કરતો હતો, ત્યાં તેને રોજ દોઢ આનો મળતો હતો. હંટિંગ્ડન એ નામનો એક મોટો ધર્માત્મા પુરૂષ થઈ ગયો. તેણે ધર્મ સંબંધી ગ્રંથ લખેલા છે, પરંતુ એ એક ગરીબ ખેડૂતનો છોકરો. તેણે પોતે કેટલાક દિવસ મજૂરી કરી હતી, અને તે મોટો બાપો થયો ત્યાં સુધી કેવળ અક્ષર શત્રુ હતો. લાકડા ઉપર કોરીને ચિત્ર છાપવાની વિદ્યા બવિકે શોધી કહાડી, પરંતુ તે પેહેલાં કેટલાક દિવસ કોયલાની ખાણમાં મેહેનત કરતો હતો. ડૉડસ્લીની પુસ્તક વેચવાની મોટી દુકાન હતી. તેણે લખેલા ગ્રંથ પણ ઘણા છે, પરંતુ એ અને હોલ્કોફ્ટ એ બંને ઘોડાવાળાનું કામ કરતા હતા, તેથી ધણીની ગાડી પેહેલાં દોડવું પડતું. બાફીન એ નામનો એક ખારવો થઈ ગયો. તેણે ઉત્તરમહાસાગરમાં ફરી ઘણા શોધ કર્યા છે. બાફીનની અખાત કહેછે, તે એનાજ નામ ઉપરથી. તેણે વહાણ ઉપર પેહેલી ઘણીજ નીચ ચાકરી કરી હતી.

સરક્લાઉડ્સ્લેશાવેલ એની વાત પાછળ કરીછે, તે પણ વહાણ ઉપરજ નાનેથી મોટે દરજ્જે ચડ્યો હતો.

જ્યોતિષ શાસ્ત્રવેતા હર્શલની વાતતો ઘણીજ ચમત્કારિક છે. એ જર્મનીનો વતની, પરંતુ એણે પોતાનું ઘણુંક આયુષ્ય ઈંગ્લાંડમાંજ ગાળ્યું હતું. ચૌદ વર્ષનો થયો તે વખતે તેના બાપે પલટનમાં ચાકરી અપાવી, ત્યાં તે તૂતીવાળાનું કામ કરતો હતો. એ વખતે આસ્ત્રિઆ, જર્મની અને ફ્રાન્સની વચ્ચે લડાઈ ચાલુ થઈ. તે સતત સાત વર્ષ સુધી ચાલી, માટે ઈંગ્રેજીમાં તેને 'સેવન-ઈઅર્સવાર' કહેછે. હર્શલ ફ્રાન્સમાં ગયો, ત્યાં તેને ઈંગ્રેજ લોકની સાથે મોહોબત થઈ, તેથી તેની સાથે ઈંગ્લાંડ ગયો. અને પછી ત્યાંજ રહેવાનો તેણે નિશ્ચય કર્યો. ઈંગ્લાંડમાં પણ તેને પ્રથમ પ્રમાણે પલટનમાં વાજું વગાડવાની ચાકરી મળી. તેનો બાપ પણ તેજ ધંધો કરતો હતો, તેથી એ કામ તે ઉત્તમ કરી જાણતો હતો, માટે તેની સર્વત્ર પ્રખ્યાતિ થઈ, અને વાદ્ય શીખવવાના કામમાં ઘણે ઠેકાણે તેની નીમનોક થઈ. એ પ્રમાણે ધંધો ચલાવતાં ફુરસદનો વખત જ્યોતિષ ને ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવામાં કાઢતો. તે જ્યોતિષ શાસ્ત્રમાં એટલો તો હુશીઆર થયો કે તેણે એક દૂરબીન બનાવી, અને તેની મદદથી તેણે બધું આકાશ મંડળ શોધી જોયું તો તેમાં પેહેલાં ખબર નહોતી, એવો એક તારો તેના જોવામાં આવ્યો. એ તારાનું નામ તેણે તે વખતના રાજા જ્યૉર્જના સન્માનાર્થે 'જ્યૉર્જિઅમ સૈડમ' પાડ્યું. આ તેના નવીન શોધથી ઑાક્સફર્ડ યુનિવર્સિટીએ તેને એલ, એલ, ડી, ની પદવી આપી. રેહેવાને માટે રાજાએ તેને એક ભભકાદાર મેહેલ બંધાવ આપ્યો, અને કંઈ વર્ષાસન પણ ચાલુ કર્યું. આગળ જતાં

તેણે નાના મોટા પાંચ હજાર નવા તારા શોધી કહાડ્યા. અને તેથી તેને છેવટે નાઈટની પદવી મળી. તેની સંગતથી તેની બેહેન **લુક્રીશીઆને** પણ જોતિષ શાસ્ત્રનું ઘણુંજ જ્ઞાન થયું. તેથી તેણે પણ તેને આગળ ઘણી મદદ કરી,, માટે લુક્રીશીઆની પણ હાલ મોટા મોટા વિદ્વાનોમાં ગણના થાયછે. **એટી, ચોટી** અને સર **ટોમ્સલૉરેન્સ** એમની ચિત્ર વિદ્યામાં ઘણી પ્રખ્યાતિ છે. મુંબઈના માજી ગવર્નર માલકમ સાહેબનું જે ટાઉનહાલમાં પૂતળું છે તે સર ટોમ્સે કરેલું. એના હાથનાં મદ્રાસ અને કલકત્તામાં બીજાં વધારે પૂતળાં છે. એનો બાપ દારૂનું એક નાનું પીઠું રાખીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. **માયકેલ ફારાડે** એ એક સોનીનો છોકરો. નાનપણમાં એક બોગીર કરનારની દુકાનમાં ચોપડીઓ બાંધવાનું કામ કરતો હતો. બાવીશ વર્ષનો થયો, ત્યાં સુધી તેજ ધંધો કરતો હતો. પણ હાલ તેની મોટા પંડિતોમાં ગણના થાયછે. **સરહંફ્રીડેવી** કરીને એક પ્રખ્યાત પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રી થઈ ગયો. તેની પાસે એણે કેટલાક દિવસ અભ્યાસ કર્યો હતો, પરંતુ ગુરૂ કરતાં એનો શોધ કાંઈ વિશેષ છે. ગુરૂના હાથથી જે વાતનો બરોબર નિર્ણય થયો નહોતો, તેનો પણ એણે કેવળ સ્પષ્ટ ખુલાસો કરી નાંખ્યો છે.

વિસ્તીર્ણ અને સુંદર આકાશ મંડળનું જ્ઞાન આપનાર જ્યોતિષ શાસ્ત્રની પૂર્ણતા કરવાને ઘણા વિદ્વાનોએ મદદ કરેલી છે. **કોપકર્નિકસનો** બાપ પોલાંડ દેશમાં રહેનાર, અને ત્યાં તે પાંઉ અને બિસ્કુટ બનાવી વેચતો હતો, પરંતુ તેને છોકરે જ્યોતિષશાસ્ત્ર સંબંધી ઘણા શોધ કરેલા છે. પેહેલાં લોકોની સૂર્યમંડળ વિષે એવી સમજ હતી કે પૃથ્વી મધ્ય ભાગેછે, અને સૂર્ય, ચંદ્ર વગેરે ગ્રહ અને ઉપગ્રહ

તેની આસપાસ ફરેછે. પણ યુરોપખંડમાં એણે પેહેલો એવો સિદ્ધાંત કહાડ્યો કે સૂર્ય મધ્યભાગે છે, અને પૃથ્વી, ચંદ્ર વગેરે ગ્રહ અને ઉપગ્રહ તેની આસપાસ ફરે છે. એ કહેવું સુ-યુક્તિક અને હાલ સર્વ માન્ય થયું છે. આર્યભટ્ટ વગેરે પ્રાચીન હિંદુ જ્યોતિષીઓનું કહેવું એવુંજ હતું. આ વખતે યુરોપખંડમાં પોપનું પ્રાધાન્ય હતું. તેથી બાઇબલના મત વિરૂદ્ધ કાંઈપણ નવીન વિચાર પ્રસિદ્ધ કરવો, એ ઘણા જોખમનું કામ હતું, તેથી મરતાં સુધી તેણે પોતાનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો નહીં. પણ તેના મરણની ચારઘડી પેહેલાં તેના કોઈ મિત્રે તે ગ્રંથ છપાવી બતાવ્યો તે જોઇ તેને ઘણો આનંદ થયો, અને પછી તેણે પોતાનો પ્રાણ છોડ્યો. આ ગ્રંથની પ્રસ્તાવનામાં તેણે પોપનું અજ્ઞાન અને જુલમ ઉઘાડો કરી બતાવ્યો છે. કેપ્લરે ગ્રહ અને ઉપગ્રહની ગતિ સંબંધી નિયમ શોધી કહાડ્યાછે. એ જર્મનીમાં દારૂ વેચનાર પીઠાવાળાનો છોકરો. એપોતે પીઠામાંઆવનાર માણસનેગ્લાસવગેરે કેટલાકદિવસધોઈ દેતો હતો. ડાલંબર્ટ એ ફ્રેંચમાં રેહેનારો. એના માબાપ કોણ હતાં, એનો પત્તો નથી. પારિસમાં સેંટજીનલારાંડ એ નામનું એક દેવળ છે. તેના પગથીઆપર રાત્રીના વખતે તેને કોઈએ લાવીને મૂકી દીધો. બીજે દિવસે સવારે એક પાડોશી બાઇએ તેને ત્યાં જોયો. તેને દયા આવવાથી પોતાના છોકરા તુલ્ય ઉછેર્યો. એ બાઇનો ધણી બારીઓના કાચ વગેરે બેસાડીને પોતાનું ગુજરાન ચલાવતો હતો, પરંતુ ડાલંબર્ટ એ મોટો વિદ્વાન થઈ ગયો. ગણિતશાસ્ત્ર સંબંધી એના અનેક ગ્રંથ છે. ન્યુટન એ એક નાના સરખા જાગીરદારનો છોકરો. એ નાનો હતો, તેવામાંજ તેનો બાપ મરી ગયો. તેથી તેની સર્વ સંભાળ તેની મા ઉપર આવી

પડી, તોપણ તેની આગળ જતાં કેટલી બધી યોગ્યતા વધી એ સૌ જાણેછે. એના ગણિત, જ્યોતિષ ને દર્શનાનુશાસન શાસ્ત્ર સંબંધી ઘણા પ્રખ્યાત ગ્રંથ છે. પદાર્થમાં આકર્ષણ કરીને જે નિયમ છે, તે એણે શોધી કાઢ્યો. ઝાડ ઉપરથી ફળ નીચે કેમ પડ્યું? એનો વિચાર કરવાને બદલે તે ફળની મીઠાશ કેવી છે તેનોજ ઘણા વિચાર કરે છે. પરંતુ ન્યુટનની કૃતિ અને ઉદ્યોગ ચમત્કારિક હતાં. તેથી આવી હલકી વાતથી પણ પદાર્થમાં આકર્ષણ કરીને એક નિયમ છે, એવું શોધી કાઢ્યું. લાપ્લેસ કરીને ફ્રેંચમાં એક પ્રખ્યાત ગણિતી થઈ ગયો. તેની યોગ્યતા પણ આવી હતી. તે એક ખેડૂતનો દિકરો હતો. તે નાનપણમાં બિલકુલ ગરીબ અને નિરાશ્રિત છતાં માત્ર અત્યંત ઉદ્યોગથી તેની યોગ્યતા વધી, અને તે શ્રીમંત થયો. એનો વૈભવ જગત્‌ની સર્વ સંપત્તિ મેળવવીએ તોપણ થાય નહીં. વધારે તો શું! પરંતુ એવું પણ કેહેવામાં આવશે કે તેની તેવી ગરીબ સ્થિતિ હતી, માટેજ તેને તેવો ઉદ્યોગ સઝ્યો. અને તેના ઉદ્યોગનુંજ ફળ તેને મળ્યું. જો તે પૈસાદાર હોત તો તે ધનજ કદાચિત્ તેના ઉદ્યોગની આડે આવત અને તેનો બુદ્ધિ પ્રભાવ* લોકોની નજરે ન પડત. લાગ્રેંજ કરીને એક પંડિત થઈ ગયો. તેની ગણિત શાસ્ત્રમાં ઘણીજ નજર પહોંચતી હતી. તેનો બાપ ટ્યુરીનમાં આઠ પ્રધાનમાંનો એક પ્રધાન હતો, તેથી તેની સંપત્તિ પણ ઘણી હતી, પરંતુ એણે એક ઠેકાણે એવું કહેલું છે કે જો મારો બાપ પહેલાં પ્રમાણેજ શ્રીમાન હોત તો ખરેખર હું આટલી મોટી યોગ્યતાએ ચડત નહીં.

---

* બુદ્ધિપ્રભાવ=બુદ્ધિનો ચમત્કાર.

પાદ્રિ લોકને બાઇબલ સિવાય બીજી કાંઈ વધારે મા- હિતી હોતી નથી, એ ઘરના શ્રીમંત હોયછે એવું નથી. પરંતુ ઇંગ્લાંડ દેશનો ઇતિહાસ વાંચવાથી આપણને એવું જણાય છે કે એમના છોકરા પણ મોટી મોટી પદવીએ ચડેલા છે. ડ્રે અને **નેલ્સન** એ બંનેએ વહાણ ઉપર જબરી લડાઈઓ કરી પોતાના દેશની મહતાઈ સ્થાપન કરેલી છે. નેલ્સન જેવા બીજા શૂરા સરદાર તો ઘણાજ થોડા નીવડશે. નેપોલિયનને પણ તેણે તોબાહ પોકરાવી હતી. આ તેના પરાક્રમ બદલ તેને લૉર્ડની પદવી મળી હતી. અને તે હાલ તેના કુટુંબમાં ચાલુછે. **બોલ્યાસ્ટને** રસાયન શાસ્ત્રનો ઘણો શોધ કર્યોછે. પાલાડિઅમ અને હાડિઅમ એ બે ધાતુ એણે શોધી કાઢી, અને પાલા- ડિઅમનો ધર્મ શોછે, એ પણ સ્પષ્ટ કર્યું. **યંગ** એ નામનો ડાક્ટર થઈ ગયો. તેના વૈદક ખાતામાં ઉપયોગી થાય એવા ઘણા ગ્રંથછે. **પ્લેફૅર** એ નામનો ગણિતી થઈ ગયો. તેણે આલ્પ્સ પર્વતમાં ફરીને ભૂગર્ભ શાસ્ત્ર સંબંધી ઘણા શોધ કર્યાછે. **બેલના** શરીર રચના અને ઇંદ્રિયવિ- જ્ઞાન શાસ્ત્ર સંબંધી ગ્રંથો પ્રખ્યાત છે. **રેન**, **રેનલ્ડ્સ** અને **વુઇલ્કી**, એમની ચિત્ર વિદ્યામાં પ્રખ્યાતિ છે. **થર્લો** અને **ક્યાંબેલ** એ બે કાયદામાં હુશીઆર થઈ ગયા. **આડિસન** **જોન્સન**, **ગોલ્ડસ્મિથ**, **કાલેરીજ** અને **ટેનિસન** એમના ગદ્ય પદ્યાત્મક ગ્રંથો ઘણાના જોવામાં આવ્યા હશે. લૉર્ડ **હાર્ડિંગ** એ ઈ. સ. ૧૮૪૦ માં હિંદુસ્તાનમાં ગવર્નર જનરલ હતો, યુરોપખંડમાં ને હિંદુસ્તાનમાં ઘણી લડાઇઓ કરી હતી. કર્નલ **એડ્વર્ડ્સ** અને મેજર **હોડ્સન** એમની હિંદુ- સ્તાનની લડાઇમાં ઘણીજ પ્રખ્યાતિ છે. પરંતુ એ સર્વ જોઇએ તો ક્ષુદ્ર ભિક્ષુકના છોકરા. એતો શું પણ લૉર્ડ

**ક્લાઈવ** અને **હેસ્ટિંગ્સ** જેમણે હિંદુસ્તાનનું ઘણુંક રાજ્ય જીતી લીધું એ સુદ્ધાં પણ ઘરના મોટા શ્રીમાન હતા એવું નથી; એમણે નિશાળમાં કે કૉલેજમાં જઇને અભ્યાસ કર્યો નહોતો, અને તેમ કરવાને તેમનામાં સામર્થ્ય પણ નહોતું. એમણે જે જ્ઞાન મેળવ્યું તે વ્યાપારોની પેઢી ઉપર, વખાર કે વહાણ ઉપરજ. ત્યાંજ તેમણે ઉદ્યોગ કર્યો, અને એ ઉદ્યોગજ તેમને તથા તેમના દેશને ઉપયોગી થઈ પડ્યો.

**એડમંડબર્કના** ઘણા ગ્રંથ છે. એ મોટો વક્તા હતો. રાજ દરબારમાં એને ઘણું માન હતું. વૉર્ન હેસ્ટિંગ્સની હિંદુસ્તાનની એકંદર કારકીર્દિ વિરૂદ્ધ પાર્લમેંટ સભામાં તેણે જે ભાષણ કર્યું હતું, તેના મોટા મોટા બે ગ્રંથ છે. તે ઘણા વાંચવા લાયક છે. **સ્મિટન** કરીને પ્રખ્યાત ઇંજનીઅર થઈ થયો, તેના હાથની મોટી મોટી અનેક ઈમારતો છે. પાણી અને હવાના જોરથી ચલાવવાનાં કારખાનાનાં કામમાં એણે ઘણો સુધારો કર્યો. **વોલ્ટરસ્કૉટની** કલ્પિત કાદંબરી અને કવિતાના ગ્રંથ ઘણાના જોવામાં આવ્યા હશે. તેને એકંદર દસ લાખથી વધારે દેવું હતું, તે સર્વ તેણે પ્રસ્તાવિક કથાઓ વગેરે લખીને થોડા વખતમાં કાપી નાંખ્યું. તેનામાં વિદ્વતા ઘણી હતી તેથી બારોનેટની પદવી મળી. **વર્ડસવર્થ** કવિના ગ્રંથ પણ તેવાજ છે, તેની કલ્પના શક્તિ એટલી તો વિલક્ષણ હતી, કે હજી તેના ગ્રંથ કોઈ કોઈ ઠેકાણે મોટા મોટા વિદ્વાનોને પણ સમજાતા નથી. હાલ મુંબાઇની કૉલેજમાં જે વર્ડસ-વર્થ સાહેબ છે તેના એ પિતામહ. એનું વલણ પણ ઘણા ભાગે એના મોટા બાપાના જેવુંજ છે. એની વિદ્વતા પણ સર્વ લોક કબૂલ કરેછે. **સમર્સ, હાર્ડવિક** અને **ડર્બીગ** એઓ વિદ્વતાના

બાળથીજ લૉર્ડની પદવીએ ચડ્યા. પરંતુ એ સર્વ વકીલના છોકરા. **સર વુઇલિયમબ્લ્યાકસ્ટન** એ એક રેશમ વેચનારનો દિકરો. બાપ મરી ગયો તે વખતે તેની મા સગર્ભા હતી; એને કોઇની મદદ નહોતી, તો પણ પોતાના ઉદ્યોગથીજ એ મુખ્ય ન્યાયાધીશની એટલે ચીફ જસ્ટીસની યોગ્યતાને પામ્યો. કાયદામાં કામેટરીસ કરીને તેનો એક પ્રખ્યાત ગ્રંથ છે. આવી જાતના બીજા ઘણા ગ્રંથ થયાછે, પરંતુ તે સર્વ આ ગ્રંથના આધાર વડે બનેલા છે. **લૉર્ડ ગીફાર્ડનો** બાપ રસ્તામાં ચા, કાફી વેચીને પોતાની ઉપજીવિકા ચલાવતો હતો **લૉર્ડડેન્મનનો** બાપ વૈદકનો ધંધો કરતો હતો, અને **જજજાટચાલફૉર્ડનો** બાપતો કલાલના દુકાન ઉપર દારૂ વેચનાર હતો. **લોર્ડચીફબ્યારન પૉલૉકની** અને આપણી હાઇકોર્ટના ચીફ જસ્ટીસની યોગ્યતા જોઇએ તો એકજ. પરંતુ તેનો બાપ ખોગીર તૈયાર કરીને વેચતો હતો. લાયાર્ડ અને **આર્મસ્ટ્રૉંગ** એ પેહેલાં વકીલના ઑફીસમાં કારકૂની કરતા હતા, પરંતુ આગળ તેમણે ઘણા મોટા શોધ કર્યા. નીનેવે કરીને તુર્કસ્તાનમાં એક ઉજડ શેહેર છે ત્યાંથી જે જે જૂના લેખ મળ્યા છે, તે સર્વ લાયોર્ડે શોધી કાઢ્યા. સારણોમાંથી જૂદેજૂદે ઠેકાણે પાણી પહોંચાડવાના કામમાં **આર્મસ્ટ્રૉંગે** ઘણો સુધારો કર્યોછે, તેથી આર્મસ્ટ્રૉંગ આર્ડનન્સ (તોપખાનું) કહેવાય છે, તે એના નામ ઉપરથીજ.

પ્રખ્યાત કવિ **મિલ્ટનનો** બાપ બ્યાજ વટાવ કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. **પોપ** અને **સૌદીના** પણ કાવ્યગ્રંથ પુષ્કળ છે. એમની પણ મિલ્ટન પ્રમાણે વિદ્વાન કવિમાં ગણના છે. પરંતુ એમના વડીલ બજારમાં કાપડની દુકાન માંડી બેઠા હતા. પ્રોફેસર **વુઇલ્સનની** એ-

ડીન બર્ગ યુનિવર્સિટિમાં તર્ક અને ન્યાયશાસ્ત્ર શીખવવા
ને નીમનોક થઈ હતી, પરંતુ તેના બાપે ત્યાંજ પેહેલાં
ગળીનું નાનું સરખું કારખાનું કાઢ્યું હતું. લૉર્ડમિકૉલેની
વિદ્વતા તો જગ જાહેર છે; એણે જૂદા જૂદા વિષયો ઉ-
પર લખેલા નિબંધ અને ઐતિહાસિક ગ્રંથો પ્રખ્યાતછે.
એની ભાષા શુદ્ધ અને માર્મિકની સાથે ઘણી રસાળ છે.
હિંદુસ્તાનના લોકોની રીતભાત અને અહીંનો રાજ્ય ચ-
લાવવાનો એકંદર ક્રમ વગેરે પોતે જાતે જોઈ, તે વિષે
પોતાનો વિચાર એક નિબંધમાં તેણે પ્રસિદ્ધ કર્યોછે, તે
ઘણો વાંચવા લાયક ગ્રંથ છે. એણે પાર્લમેંટ સભામાં
ઘણા વર્ષ કામ કર્યું, તેથી છેવટે તેને લૉર્ડની પદવી મ-
ળી. એનો બાપ આફ્રિકાના શીદીલોક સાથે કરીઆણાનો
વ્યાપાર કરતો હતો. કીટ્સ કરીને એક કવિ થઈ ગયો.
તે કેટલાક દિવસ ગાંધીની દુકાન માંડીને બેઠો હતો. સર-
હંફ્રેડેવી એ એક વૈદની પાસે કંપૌન્ડરનું એટલે ઔષધ
વગેરે કૂટવાનું કામ કરતો હતો, પરંતુ આગળ તેની કેટ-
લી યોગ્યતા વધી તે ઘણાના જાણવામાં છે. રસાયનશા-
સ્ત્રને આધારે તેને ઘણા નવા શોધ કરેલા છે. એજ
પ્રમાણે વીજળીની બાબતમાં પણ એના ઘણા ગ્રંથ છે.
'સેફટીલૅમ્પ' કરીને એક પ્રકારનો દીવા છે, તે કોયલાની
ખાણમાં ઘણો ઉપયોગી છે. તે એણેજ પેહેલ વેહેલો
શોધી કાઢ્યો. અને હજી એના નામથીજ પ્રસિદ્ધ છે.
તે દીવાથી કોયલાની ખાણમાં આગ લાગી અત્યંત અનર્થ
થવાની બીક મટી છે, એ વિદ્વાને એક ઠેકાણે એવું કહે-
લું છે કે 'મેં જે કાંઈ આજ થોડીઘણી વિદ્યા સંપાદન
કરી, અને બે પૈસા મળ્યા, તે સર્વ મારી પોતાની મે-
હેનત વડેજ, મને કોઇની મદદ નહોતી. અને કોઇની મ-

દદની મેં ઘણી દરકાર રાખી નહોતી' આ તેનું બોલવું ગર્વોક્તિનું છે, એમ નથી. પણ પોતાની બનેલી ખરી વાત માત્ર તેણે કહેલી છે, એટલુંજ નહીં પણ તેને પોતાની વિદ્યા કિંવા પૈસાનું અભિમાન બિલકુલ નહોતું.
**રીચર્ડ ઑવેન અને ન્યુટનની યોગ્યતા સરખીજ.** એટલોજ ફેર કે ન્યુટનનો વિષય ગણિતશાસ્ત્રનો અને આનો વિષય સર્વ સૃષ્ટ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રનો. આ વિષયમાં જો કે એટલો બધો તે પ્રખ્યાત થયો, પરંતુ તે મોટો બાપો થયો ત્યાં સુધી તેને આ સંબંધી બિલકુલ માહિતી નહોતી. નાનપણથી વહાણ ઉપરજ તેને કાંઈ ચાકરી હતી, અને ત્યાંજ તેણે પોતાનું આયુષ્ય કાઢ્યું. ત્યારપછી હંટર કરીને એક વિદ્વાન ડાકતર થઈ ગયો. તેના મ્યુઝિઅમ એટલે પદાર્થ સંગ્રહસ્થાનમાં ચાકરી મળી. ત્યાં આવેલા પદાર્થની જાત પ્રમાણે યાદિ કરવાનું કામ તેને સોંપ્યું હતું. એ કામ તેની પાસે ઘણાં વર્ષ સુધી રહ્યું, અને તેણે તે કામ એટલા લક્ષથી કર્યું કે, ત્યાં આવેલા સર્વ પદાર્થની શાસ્ત્ર રીતે તેને ઘણી સારી માહિતી થઈ. એ રીતે તેણે જે થોડું જ્ઞાન પ્રાપ્ત કર્યું, તે ઉપર તેની આગળી વિદ્વતાનો પાયો નંખાયો, અને તે એટલો તો હુશીઆર થયો કે આ વિષયમાં જલદીજ તેની સર્વત્ર પ્રખ્યાતિ થઈને મોટા વિદ્વાનમાં તેની ગણના થવા લાગી.

આ બધી હકિકત ઉપર જણાવેલા ઘણા મેક ઇંગ્રેજ લોકો વિષે છે, એ સિવાય ફ્રેંચ, ઇટાલિયન, જર્મન, વગેરેમાં પણ એવા લોકો ઘણા થઈ ગયાછે કે જેઓ કેવળ ઘરના ગરીબ હતા, પરંતુ બુદ્ધિ અને ઉદ્યોગના જોરથીજ તેઓ મોટી મોટી પદવીએ ચડેલા છે. **ક્લૉડ** આ એક હાથે રાંધનારનો છોકરો. પરંતુ તે ચિત્ર વિદ્યામાં એટલો

તો હુશીયાર થયો કે તેના હાથનાં ચિત્રોને હજી સુધી ઘણું માનછે. **ગીફ્સની** પણ એવીજ હકીકત છે, પરંતુ તેનો બાપ પાંઉ બિસ્કુટ વેચતો હતો, **લીઑયોલ્ડશાર્ટનો** બાપ ઘડીઆળ દુરસ્ત કરતો હતો, **હેડનની** ગાયન કળામાં ઘણી પ્રખ્યાતિ છે, પણ તેનો બાપ ગાડી હાંકતો હતો. **ડાગ્વેરી** એ નાટકશાળામાં પડદા અને સોંગ વગેરે રંગતો હતો. પરંતુ ત્યાંજ તેણે રસાયન શાસ્ત્રની મદદથી ઘણા નવા નવા રંગ શોધી કાઢેલા છે, અને તે હાલ એના નામથીજ પ્રસિદ્ધ છે. રોમમાં **સાતમો ગ્રેગરી** કરીને પોપ થઈ ગયો, એની સત્તા એટલી હતી કે તેણે જર્મનીના બાદશાહને પણ એક વખત પદચ્યુત કર્યા હતો; પરંતુ એ એક સુતારનો છોકરો હતો. તેમજ પાંચમો **સિક્સ્ટસ** કરીને બીજો એક પોપ થઈ ગયોછે, તે એક ભરવાડનો દીકરો, છઠા **એડ્રિઅનની** વાત તો ઘણાના જાણવામાં છે, એ એક કોળીનો છોકરો. નાનપણથી ભણવાની તેને ઘણી લત્ત હતી, પરંતુ ઘરનો ઘણો ગરીબ તેથી કરી નિશાળનો પાઠ તૈયાર કરવાને રાત્રે દીવો પણ મળતો નહોતો. માટે રસ્તા ઉપર કિંવા દેવળની બહારની બાજુએ દીવા હોય, તે નીચે બેસીને તેણે અભ્યાસ કર્યા હતો, એવો જેના મનનો દૃઢ નિશ્ચય, એવો જેનો સતત્ પરિશ્રમ હોય, એવા મનુષ્યોનો ઉદ્યોગ કેમ સફળ ન થાય? તે જલદીજ મોટો વિદ્વાન થયો, તેથી તેને એક પછી એક ચડતી જગ્યા મળતી ગઈ, અને છેવટે જર્મનીનો બાદશાહ પાંચમો ચાર્લ્સ નાનોહોવાથી રાજ્યનો સર્વ કારભાર તેજ ચાલવવા લાગ્યો. ચાર્લ્સ મોટો થઈ ગાદી ઉપર બેઠો તે વખતે આડ્રિઅનને પોપનો અધિકાર મળ્યો. હૉય એ નામનો ફ્રાંસ દેશમાં એક ભુગર્ભશાસ્ત્ર વેત્તા થઈ ગયો.

તેને ખનિજ પદાર્થની ઉત્તમ માહિતી હતી, પરંતુ એ એક વણકરનો દીકરો. પેહેલા નેપોલિઅનને રાજ્યાધિકાર મળવો ન જોઈએ. તે માટે તેનો અત્યંત આગ્રહ હતો. તોપણ નેપોલિઅન જ્યારે ગાદીએ બેઠો, ત્યારે તેણે તેને બોલાવીને, તેની વિદ્વતા બદલ તેનો સત્કાર કર્યો. તેણે કરેલા ગ્રંથ તે હમેશાં વાંચતો હતો. હૅાટફુઈલ એ એક પાંઉંવાળાનો છોકરો. પરંતુ આગળ તે યંત્રશાસ્ત્રમાં ઘણો હુશીઆર થયો. નાની ઘડીઆળની રચનામાં તેણે ઘણો સુધારો કર્યો. જોસેફ કુરિઅર એ જાતનો દરજી હતો. પરંતુ ગણિત શાસ્ત્રમાં તે ઘણો નિપુણ થયો, ડયૂરંડ એ મોચીનો પુત્ર, પરંતુ એના હાથની હજી મોટી મોટી ઈમારતો છે. ગેસ્નેર એ પણ જાતનો મોચી હતો, સૃષ્ટિ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર ઉપર એણે મોટા મોટા ગ્રંથ લખેલા છે. એક તો ઘરનો કેવળ ગરીબ. તેમાં વળી તેની પ્રકૃતિ ઘણી અશક્ત, એટલુંજ નહિ પણ તેનાં માબાપ નાનપણમાંજ મરી ગયાં તેથી તેના ઘણા નઠારા હાલ થયા; તોપણ નિરાશ ન થતાં એણે પોતાનો અભ્યાસ સતત્ ચાલુ રાખ્યો, તેમાં કાંઈ કમતાઈ રાખી નહીં, એ કારણને લીધે આટલી મોટી યોગ્યતાએ ચડ્યો. એનું ઉદાહરણ જોઈને અમને તો ખાત્રી થાયછેકે, જો મનુષ્ય જેવો કરવો જોઇએ તેવો ઉદ્યોગ કરે તો કોઈપણ વાત સિદ્ધ ન થાય, એવું સમજવું નહીં. આવા માણસોને ગમે તેટલાં કામ હોય, તોપણ ફલાણું કામ કરવાને વખત નથી, એમ કોઈ દિવસ બનતું નથી પિથરરેમસની પણ એવી ચમત્કારિક વાતછે. તે પ્રત્યેક મનુષ્યે લક્ષમાં રાખવા જોગછે. એના માબાપ મૂળ પિકર્ડિમાં રેહેતાં હતાં. તેમની સ્થિતિ ઘણીજ ગરીબ હોવાથી મજૂરી કરી ઘણા કષ્ટથી પોતાનું ગુજરાન

ચલાવતાં હતાં. તે વખતે રેમસ ઘણો નાનો હતો. એના હાથથી આટલી નાની ઉમરમાં બીજું શું થાય? રાનમાં લોકોના ઢોર ચરી આવતો, તેથી જે એ પૈસા મળતા તે તેના બાપને સ્વાધિન કરતો, એ પ્રમાણે ઘણાજ દિવસ ગયા, છેવટે તે છોકરો અત્યંત કંટાળ્યો, તેથી એક દિવસે કોઇને ન કહેતાં તેણે ઠેઠ પારિસનો રસ્તો પકડ્યો, અને મજલ દર મજલ કરી ત્યાં એક વખત તો જઈ પહોંચ્યો. શેહેરની વસ્તી ને વળી અણઓળખી, એમાં અધૂરામાં પૂરૂં પાસે પૈસા પણ નહીં હોવાથી તેની ઘણી નઠારી દશા થઈ. છેવટે આને મળી તેને મળી નાવારે કૉલેજમાં તેણે હમાલની જગ્યા લીધી. છોકરો ઘણો હુશીઆર હોવાથી કૉલેજના માણસોની પ્રીતિ જલદીજ તેના ઉપર થોડી થોડી થવા લાગી. એ વખતે તેણે પોતાનું કામ સંભાળી જરા અભ્યાસ શરૂ કર્યો, અને છેવટે એટલો બધો વિદ્વાન થયો, કે એરિસ્ટૉટલના મતનું પણ એણે ઘણેજ ઠેકાણે ખંડન કર્યું. હજી તેના તર્ક અને ગણિત શાસ્ત્ર ઉપર પુષ્કળ ગ્રંથ પ્રસિદ્ધ છે.

રસાયન શાસ્ત્ર વેત્તા **વૉનકૅાક્લિન** એ, ફ્રેંચ દેશના એક ખેડૂતનો દીકરો. નાનપણથી એ નિશાળે જતો હતો, તે વખતે તેના અંગ ઉપર લૂગડાં કેવળ ખરાબ હતાં, પણ વર્ગમાંના બીજા છોકરા કરતાં એની હુશીઆરી કાંઇ વિશેષ હતી, તેથી મેહેતાજીની તેના ઉપર ઘણી મેહેરબાની હતી. મેહેતાજી વખતો વખત તેની ઘણી તારીફ કરતો હતો, 'સાબાશ છોકરા સાબાશ,' કૉલિન તું કંઇ ચિંતા કર નહીં, તું એવુંજ લક્ષ રાખી અભ્યાસ કર એટલે જલદી તારાં આ ફાટલ કપડાં જઈ નવાં આવશે, એવાં મીઠા મીઠા શબ્દ બોલી તેને શીખવાને હમેશાં ઉત્તેજન આપતો હતો.

કૅાલિન શરીરે સારો મજબૂત હતો, એથી એક ડાકટરે તેને પોતાની પાસે ઓષધ વગેરે કૂટવાના કામ સારૂ રાખવાનું કબૂલ કર્યું. કૅાલિને એમ ધાર્યું કે નિશાળમાં જતાં જો આ કામ થાય તો એથી આપણને પુસ્તકો વગેરે લેવામાં થોડી મદદ થશે, એ મતથી તે ડાક્ટર પાસે રહ્યો, પરંતુ ડાકટર જાતનો લોભી હોવાથી, તથા કૅાલિનને સારો મજબૂત જોઈને ઘણુંજ કામ કરાવવા લાગ્યો, માટે તેનો અભ્યાસ કાંઈક પાછળ પડવા માંડ્યો, એવું જોઇને તેણે તે ચાકરી છોડી દીધી, અને કેટલાક મહિના ત્યાંજ રહી પોતાનો અભ્યાસ ચલાવ્યો. પછી જરૂરનો પોતાનો બોજો ઉપાડી પારિસ શેહેરમાં ગયો. ત્યાં એક નાની સરખી ચાકરી મેળવવા વાસ્તે તેણે પુષ્કળ પ્રયત્ન કર્યો. પરંતુ ચાકરી ક્યાંઇ પણ મળી નહીં પરદેશમાં એકલો તેમાં વળી ઉમર ઘણી નાની, ખાવા પીવાના સાંસા, અને લાંબો પંથ ચાલીને આવેલો, એ બધાં કારણોને લીધે તેનાં હાડ ઘણાં મજબૂત છતાં થોડો થોડો તાવ આવવા લાગ્યો, અને દિવસે દિવસે તેની પ્રકૃતિ ક્ષીણ થવા લાગી. આવું જોઈ આસપાસના કેટલાક લોકો તેને એક ધર્મના દવાખાનામાં મૂકી આવ્યા. તેમને પક્કી ખાત્રી હતી કે તે થોડા દિવસમાં દવાખાનામાં મરણ પામશે; પરંતુ થનારે વાતની કોઇને ખબર નથી, એવું કેહે છે તે ખોટું નથી. દવાખાનામાં ઓષધ પાણીની તજવીજ ઘણી સારી હોવાથી મંદવાડમાંથી જલદી સાજો થયો, અને પુનઃપેહેલાં પ્રમાણે તાજોમાજો થઈ, ચાકરી શોધવાને જ્યાં ત્યાં ફરવા લાગ્યો. તેણે પેહેલાં કેટલાક દિવસ ઓષધ કૂટવાનું કામ કર્યું હતું તેથી તેને એક બીજા ડાકટર પાસે કંપૌન્ડરની ચાકરી મળી. ત્યાં તેની અને પ્રખ્યાત ડૉક્ટર ફૅારફ્રાયની

મુલાકાત થઈ. કૉલિનની હુશીઆરી જોઈ તે ડાક્ટર ઘણો ખુશી થયો, અને તેણે તેને પોતાના હજુરી કારકુનની જગ્યા આપી. ત્યાં તે ઘણા વર્ષ સુધી રહ્યો. તે ડાક્ટરના સહવાસથી તેણે પોતાનો એટલો બધો સુધારો કર્યો કે કેટલાક વર્ષ પછી ડૉક્ટર ફૉરક્રાય જ્યારે મરણ પામ્યો, તે વખતે કૉલેજમાં રસાયન શાસ્ત્રમાં મુખ્ય પ્રોફેસર એટલે મુખ્ય ગુરૂની જગ્યા ખાલી થઈ, તે સર્વાનુમત્તે વૉનકૉલિનને મળી. આગળ ઈ. સ. ૧૮૨૯ માં પહેલાં તે જે પ્રાંતમાં રહેતો હતો ત્યાંના લોકોએ પોતાની તરફથી ફ્રાન્સ દેશમાં પાર્લમેંટ જેવી 'ચેમ્બર્સ ઑફ ડેપ્યુટીઝ' કરીને સભાછે, તેમાંતેને મુખત્યારનીમ્યો એથી કરીને પુનઃએકવાર પોતાના ગામમાં એટલે જ્યાં કેટલાંક વર્ષ પેહેલાં ગરીબ સ્થિતિમાં હતો ને તેથી ચાકરીના શોધાર્થે કોઈને ન જણાવતાં ભાગી ગયો હતો ત્યાં મોટા ઠાઠમાઠથી પાછો આવ્યો. એ વખતે ત્યાંના લોકોએ તેનો ઘણો સતકાર કર્યો.

લશ્કરી ખાતામાં આવી જાતનાં ઘણાં ઉદાહરણોજોવામાં આવેછે. યઃકશ્ચિત-નામના-સિપાઈ હોય તે પણ પોતાની હુશીઆરી અને મેહેનતથી તરતજ મોટે દરજ્જે ચડેછે. હોશ, હમ્બર્ટ અને પિશગ્રૂ, એ પેહેલાં હડેરહપ કરનારા અને કેવળ સાધારણ સિપાઈ હતા, પરંતુ આગળ જતાં તેમની યોગ્યતા કેટલી વધી એ ઘણાના જાણવામાં હશે. હોશ જ્યારે પેહેલ વેહેલો પલટનમાં ચાકર રહ્યો ત્યારે તે સોનેરીનું કામ કરીને પગાર ઉપરાંત કાંઈક વધારે પૈસા મેળવી, તેનાં લશ્કરી ખાતાનાં ઉપયોગી પુસ્તકો ખરીદ કરી નવરાશની વખતે વાંચતો હતો. એમ કરવાથી લશ્કરી ખાતાની તેને ઘણી માહિતી થઈ, તે જલદીજ પ્રખ્યાત થયો. ઈંગ્લાંડ અને આસ્ત્રિઆની સાથે

નેપોલિઅનની જે લડાઈ થઈ, તેમાં તેણે ખૂબ બહાદુરી કરી. **હમ્બર્ટ** એ નાનપણમાં કેવળ અપોચાઓ દેખાતો હતો. મોઢા ઉપરની માખી ઉડાડવાની પણ તેનામાં અક્કલ નહોતી, પરંતુ સોળ વર્ષનો થયો ત્યારે ન્યાન્સી કરીને શહેર છે, ત્યાં ભાગી ગયો, ત્યાં એક દુકાનદાર પાસે કેટલાક દિવસ નોકર રહ્યો; પછી કેટલાક દિવસ મજૂરી કરી, ત્યાર પછી તેણે થોડોક માલ ખરીદી ફેરી વાળાનો ધંધો પકડ્યો હતો. કેટલોક દિવસ ગયા પછી વૉલેંટિઅર્સ એટલે પોતાની ખુશીથી કવાએત શીખનારા લોકોની પલટનમાં દાખલ થયો. ત્યાં તેની એટલી હુશીઆરી જણાઈ આવી કે લાગલીજ બીજે વર્ષે એક પલટણમાં મુખ્ય સરદારની જગ્યા મળી. એ પ્રમાણે બીજા ઘણા સરદારોનાં નામ પ્રસિદ્ધ છે. **ક્લેબર, લફેવર, સંફેટ, વિક્ટર, માસીના, સેંટસીર, ડેસૉન, મ્યુરાટ, ઓચો, બસીર્સે,** અને **ની,** એમની લડાઈના સંબંધમાં જોકે ઘણી પ્રખ્યાતિ છે, પણ પેહેલાં તેઓ કેવળ નીચા દરજ્જાના સિપાઇઓ હતા. એમાંના કેટલાક લોક જલદીજ પ્રખ્યાત થયા અને કેટલાક ઘણા મોડા થયા, પણ આ સર્વેનો ઉદ્યોગ અને સાહસ એ કેવળ અવર્ણનીય છે. **સેંટસીરનું** નામ ઉપર કહેલું છે. એ એકમોચીનો છોકરો હતો. કેટલાકદિવસ એને નાટકનો નાદ લાગ્યો હતો. તેમાં તેણે ઘણા પૈસા મેળવ્યા પછી તેણે એક પલટનમાં સિપાઈની ચાકરી લીધી, અને એક વર્ષમાં ક્યાપટનની જગ્યા મેળવી. વિક્ટરે કેટલાક દિવસ પલટનમાં ચાકરી કરી, પરંતુ કોઈ કારણને લીધે તેને ત્યાંથી કાઢી મૂક્યો, પણ ખટપટ કરી તે ફરી એકવાર દાખલ થયો અને થોડા મહિના ગયા નહીં એટલામાં તો તેની હુશીઆરી અને શૌર્ય ઉપરીની નજરમાં આવવાથી તેને એકદમ આડજ્યુટંટ જનરેલની જગ્યો આપી. **મ્યુરાટ** એ

પેરિગૉર્ડમાંની એક વીશીવાળી બાઇનો છોકરો. વીશીમાં આવનાર લોકોના ઘોડાની દાણાપાણી વગેરેની તજવીજ રાખતો હતો. એણે કેટલાક દિવસ પલટનમાં ચાકરી કરી, પરંતુ ઉપરીનો હુકમ ન માનવાના સબબથી તેને કાઢી મૂક્યો. એટલે તે બીજી પલટનમાં દાખલ થયો. ત્યાં તે જલદીજ પોતાની હુશીઆરીથી કર્નલની પદવીએ પહોંચ્યો. અઢાર વર્ષનો થયો, ત્યારે તેણે પલટનની ચાકરી લીધી, અને પચીશ વર્ષનો થયો નહીં. તેટલામાંજ પોતાની અક્કલથી અને મેહેનતથી આડજ્યુટંટના પાયરાએ પહોંચ્યો. સૌલ્ટે સતત્ છ વર્ષ ચાકરી કરી માસીનાએ ચૌદ વર્ષ કરી અને પછી સાર્જંટ થયો; તો પણ નિરાશ ન થતાં તેણે પોતાના કર્તવ્યમાં કાંઈ ઉણું રાખી નહીં. એથી કર્નલ, જનરલ અને માર્શલ આદિ જે પદવી છે તે તેને જલદી મળતી ગઈ. આ ઉદાહરણો જરા લાંબા વખતનાં છેક થયાં. શાંગાર્નેર અને બગોડ, એનો ચાર પાંચ વર્ષ થયાં નહીં. એટલામાં મોટી મોટી પદવીએ ચડ્યા. માર્શલરાંડમ એ કેટલાક વર્ષ પેહેલાં ફ્રાન્સમાં મિનિસ્ટર ઑફ વૉરનું કામ કરતો હતો, એટલે અષ્ટ પ્રધાનમાં તેની ગણના હતી, માટે લડાઈ સંબંધી જે કાંઈ વ્યવસ્થા કરવી હોય, તે સર્વ એના હાથથી થતી હતી, પરંતુ પેહેલો જ્યારે એ ચાકરીમાં રહ્યો ત્યારે ડ્રમ એટલે વાજું વગાડવાનું કામ તેની પાસે હતું. વર્સેલ્સના રાજ્યવાડામાં તેની એક મોટી તસવીર કાઢેલીછે. તેમાં તેણે પોતાનો ડાબો હાથ મુદામ એક ડ્રમ ઉપર મૂકેલોછે. એ ઉપરથી એનો પૂર્વનો ધંધો જૂદો હતો, એમ જણાય છે. આવા ઉદાહરણો જોઈને ફ્રેંચ સિપાઈઓને પોતાનું કર્તવ્ય કરવાને એક જાતની ઉમેદ વધેછે, અને

તેથી પોતાના કામમાં ઘણા તત્પર રહેછે; તેમાં તેના હાથ-
થી કોડીભાર પણ કસૂર થતી નથી.

એ પ્રમાણે કહીએ તેટલાં ઉદાહરણો થોડાંજ છે. યુ-
રોપખંડમાં દિવસે દિવસે આવા લોકોની સંખ્યા વધતી
જવાથી તેની આબાદી વિશેષ વધતી જાયછે, એ પ્રમાણે
જોઈએ છીએજ. ઉદ્યોગનું ફળ નક્કી મળશેજ, એ તે
લોક પૂર્ણ રીતે જાણેછે તેથી ઉદ્યોગ કરવામાં તેઓ પા-
છળ પડતા નથી, અને તેથીજ ત્યાં એકાદો હલકા કુળનો
માણસ મોટી પદવીએ ચડ્યો, તો ત્યાંના લોકોને વધારે
નવું પણ લાગતું નથી, કારણ કે એવા સેંકડો દ્રષ્ટાંતો
તેમના જોવામાં હમેશાં આવેછે. વિજાપૂરમાં સઘળા
વિજારવાળા, તેમાંનો આ એક પ્રકાર છે. ( મરેઠીમાં
વિજાર એટલે ચોરણો થાયછે એટલે વિજાપુરના સઘળા
ચોરણા વાળા) પરંતુ આ દેશમાં આપણે આ વાતનો મોટો
અચંબો લાગેછે, અને ખરેખર વાળંદ, સુતાર, ધોબી,
સોની, લુહાર, મોચી એવાની મોટા મોટા વિદ્વાનોમાં ગ-
ણના થાય એ દેશનું નાનુંસુનું ભાગ્ય નથી, આ હલકા
વર્ગના લોકમાંથી પ્રસિદ્ધ થએલા એવાં ઉપર ઘણાંજ દૃષ્ટાંત
કહેલાં છે. અને આગળ પણ કેટલાંક આવશે. તેજ વિષે
જો આપણે ઉંડો વિચાર કરીએ તો આપણને એવું
જણાશે, કે જે મોટા થયા તે ફક્ત એક ઠેકાણે નશીબના
બળ ઉપર આધાર રાખી બેશી રેહેવાથી થયા નથી.
તેમણે રાત દિવસ મેહેનત કરી, શ્રમ કર્યા, દુઃખ વેઠ્યાં,
સુખ, આંબડછેટની દરકાર રાખી નહીં. એશઆરામ
ભોગવ્યો નહીં, મજા કરી નહીં. તેથીજ તેમની યોગ્યતા
વધી, તેમની આબરૂ વધી, એકંદર તેઓ પોતાના દેશના
માબાપ થઇ બેઠા, દેશ ઉપર તેમનો અત્યંત ઉપકાર

થયો, આ તેમના ત્રણમાંથી દેશને છૂટવું કઠિણછે, ઈંગ્લાં·ડમાં પાર્લમેંટ કરીને એક સભાછે. તેમાં કેટલાક જૂના કુળવાન ગરાસીઆ છે તે સિવાય લોકના તરફથી ઘણાજ મુખ્ત્યાર જાયછે, તે સભાને હાઉસ ઑફ્કૉમન્સ કહેછે. આ હાઉસ ઑફ્કૉમન્સમાં આવી જાતના ઉદ્યોગથી વધેલા લોકોની સંખ્યા વિશેષ હોયછે, તેનો જન્મ કેવળ સાધારણ લોકોમાં હોવાથી લોકોનું હિત, અનહિત તે સારી રીતે જાણતા હોયછે. લોકોને શી વાતની ન્યૂનતા અને જરૂરી છે, તેની સ્વઅનુભવથી ખબર હોય છે, તેથી તેઓનો હક સંભળાવાને તેઓ હમેશાં તત્પર હોય છે. લોકોના મુખ્ત્યાર એ નામ ખરેખર તેમનેજ શોભે છે; એવાનો પાર્લમેંટ સરખી સભામાં પ્રવેશ થાય છે એ, અને તેની સલાહ સિવાય ત્યાં એક કોડી પણ હાલતી નથી એ, ઈંગ્લાંડ દેશનું એક મોટું ભુષણ છે, કારખાનામાં કામ કરનારા લોકો પાસે દસ કલાકથી વધારે કામ કરાવવું નહીં, એ બાબત એક ઈંગ્લાંડમાં કાયદો છે. આ કાયદો પાર્લમેંટ સભામાં કેટલાક વર્ષ પેહેલાં પાસ થયો, ત્યારે તે માટે ત્યાં ઘણો વાદવિવાદ થયો હતો. આ વખતે જો સેફ્બ્રૉડરટન એ નામનો એક ગૃહસ્થ સ્ટાઁફાર્ડના લોકો તરફથી પાર્લમેંટ સભામાં મુખ્ત્યાર હતો; તે હમણાજ મરી ગયો. મજકુર લોકોની તરફથી ત્યાં જે ભાષણ કર્યુંછે, તે ઘણું ચિત્તવેધક છે, બ્રોડરટને પોતે કેટલાક દિવસ કારખાનામાં હમાલનું કામ કર્યું હતું તેથી તેમને ત્યાં જે હરકતો પડતી તે પૂણ પણે જાણતો હતો, અને તેમની સ્થિતિ સુધારવા માટે તે સતત્ પ્રયત્ન કરતો હતો. બ્રાડરટન એટલા હલકા કુળમાં જન્મ્યો હશે એવું કોઈને સ્વપ્ને પણ લાગે નહીં.

પરંતુ જ્યારે તેણે ભર સભામાં પોતાની જાતનો અનુભવ કહી બતાવ્યો, ત્યારે બધા લોક કેવળ દીંગ થઈ ગયા. તેમણે તેના ઉદ્યોગ તથા શાણપણાની ઘણીજ તારીફ કરી. સર જેમ્સગ્રાહામ, કરીને એક મોટો કુળવાન સદ્ગૃહસ્થ ત્યાં બેઠો હતો. તેણે તેનાં ઘણાંજ વખાણ કર્યાં, અને તે બોલ્યો કે આવા હલકા કુળના મનુષ્યો અમારી પાસે સરખા દરજ્જાથી બેસે એ ઇંગ્લાંડ દેશનું ભાગ્યજ સમજવું જોઇએ. આવા પરાક્રમી પુરૂષો આ સભામાં છે, એ કેવળ અમારૂંજ ભૂષણ છે, એ હુંજ કહુંછું, એમ નથી, પણ તે વિષે પ્રત્યેક વિચારવંત ને સુજ્ઞ મનુષ્યોના અંતર્દેવતા શાક્ષી આપેછે, આ શબ્દ સાંભળતાજ સર્વના મોઢામાંથી 'સાબાશ, સાબાશ નો ધ્વની નીકળ્યો, ને તાળીઓનો તો જેવા નગારાં ત્રાંસાંનો ગડગડાટ થાય, એવો ગડગડાટ થયો.

ફૉક્સ કરીને ઑલ્ડહામના લોકો તરફથી કેટલાક વખત સુધી પાર્લમેંટ સભામાં એક મુખત્યાર હતો. તેણે નાનપણમાં વણવાની સાળ ઉપર ઘણા દિવસ કામ કર્યું હતું, એથી તેને કોઈ જૂની વાત કહેવાની આવતી એટલે જે વખતે તે વાત બની હોય તે વખતને ધ્યાનમાં રાખીને જવાબ દેતો. જો કોઈ તેને પૂછે કે ફલાણી ફલાણી વાત ક્યારે બની? તો કહે કે હું જે વખતે સાળ ઉપર કામ કરતો હતો ત્યારે, અથવા તે પછી, કે તે પહેલાં મતલબ કે કાંઈ વાત તેનાથી અજાણી નથી એમ કહે. તેને પોતાના પૂર્વ ધંધા બાબત કદી ખરાબ લાગતુંજ નહોતુ; અને તેમાં ખરેખર ખરાબ શું છે? ઇશ્વરે જે સ્થિતિમાં આપણને નિર્માણ કર્યા, તેમાંજ આનંદ માનીને યથાશક્તિ સુધારવાનો પ્રયત્ન કરવો, એજ શાણા માણ-

સનું કામ છે. જુઓ, આવી જાતના પાર્લમેંટ સભામાં આજ સુધીમાં અનેક સભાસદ થઈ ગયાછે, અને તેમાં થી હજી કેટલાક જીવતા છે. લિડ્સેની આજકાલ સર્વત્ર ખ્યાતિછે. તે મોટો શ્રીમત ગૃહસ્થ છતાં બ્યાપારના સેંકડો વહાણો તેને ત્યાં છે, તે કેટલાંક વર્ષ પેહેલાં સંટલેંડનો મુખત્યાર હતો. એક વખતે એવી વાત બની કે, પાર્લમેંટ સભામાં તેના કેટલાક પ્રતિસ્પર્ધી હતા તેમણે તે ઉપર કેટલાક ખોટા આરોપ મૂક્યા; તે તેમને જવાબ આપતી વખતે તેણે પોતાની જીંદગીની સર્વ હકિકત કહી. તે મૂળ ગ્લાસગોનો રેહેનારો, ચાદ વર્ષનો થયો ત્યારે આગળ શું કરવું, તેની મોટી પંચાત પડી; છેવટે લીવર્પૂલ કરીને એક મોટું વેપારીનું ઠેકાણું છે ત્યાં જઈ કંઈ પણ પેટઅર્થે ધંધો કરવો એવો નિશ્ચય કર્યો, પરંતુ એ બનવું તે વખતે ઘણાજ ખર્ચનું કામ હતું. આગબોટનો પૈસો પણ દેવાને તેનામાં સામર્થ્ય નહોતું, માટે કપ્તાન પાસે જઈ, પૈસાની અવેજીમાં આગબોટ ઉપર કાંઈ કામ કરવાનું તેણે કબુલ કર્યું. કપ્તાને તેને કોથળા ભરવાનું કામ નામી દીધું. એ રીતે તે લીવર્પૂલ જઈ પહોંચ્યો, ત્યાં મહિના બે મહિના ગયા તો પણ ક્યાંઈ ચાકરી મળી નહીં. ધર્મશાળામાં રહીને માઠી રીતે નિર્વાહ કરતો હતો એથી તેના બૂરા હાલ થયા. છેવટે તેને એક વહાણ ઉપર ચાકરી મળી. તે કેવળ હલકી છતાં તેણે તે પત્ત કરી, પણ ચાર પાંચ વર્ષ ગયાં નહીં એટલામાં તેણે પોતાની જાત હુશીઆરી અને પ્રમાણિકપણાથી પોતાની વયના ઓગણીશમાં વર્ષેજ વહાણ ઉપરના ખુદ કપ્તાનની જગ્યા મેળવી. કેટલાંક વર્ષ ગયાં પછી તેની પાસે થોડાક પૈસા થયા, એટલે તેણે તે ચાકરી છોડી દીધી અને મુંબઈ સરખાં એક શહેરમાં

રહીને બેઠાં બેઠાં કઈ વેપાર શરૂ કર્યો. તેમાં તેની જલદીજ આબાદી થઈ, અને તેથીજ હજી તેની મોટા મોટા લાખો પતીમાં ગણના થાયછે. તેણે એક ઠેકાણે એવું કહેલું છે કે ,હું જે આજ આટલો વધ્યો તે કેવળ મારા પોતાના ઉદ્યોગ અને મેહેનતથીજ. મેં સતત્ શ્રમ કર્યોછે અને મેં આખા જન્મારામાં કોઇને બૂડાડવાની ઇચ્છા રાખી નથી. બીજાએ આપણી સાથે લુચ્ચાઈ કરવી નહીં, એ જો ઇષ્ટ હોય, તો આપણે પણ બીજા સાથે લુચ્ચાઈ કરવી નહીં, એ ઉચ્રાઉંછે. આ પ્રમાણેજ મેં મારો વ્યવહાર રાખ્યો તેથીજ ઇશ્વરે મને હરએક કામમાં યશ દીધો એવું હું સમજુંછું.

**વુઇલિઅમ જ્યાક્સન**, કેટલાંક વર્ષ પેહેલાં દર્બીના લોકો તરફથી પાર્લામેંટ સભામાં કામ કરતો હતો, એની પણ કાંઇક આવીજ બીના છે. તેનો બાપ વૈદકનો ધંધો કરતો અને તેની મિલ્કત ઘણી હતી, પરંતુ ઘરમાં બેઠાં બેઠાં ખાનારાં માણસો અને છોકરાની વૃદ્ધિ વિશેષ હતી તેથી ઉપજને ખર્ચ બરોબર થતું હતું. તેણે પુષ્કળ પૈસા મેળવેલા પરંતુ તેની યોગ્ય વ્યવસ્થા કરવાનું શાણપણું તેનામાં નહોતું. તેને કુલ અગીઆર છોકરાં હતાં તેમાં કેટલાંક વુઇલિઅમ કરતાં મોટાં ને કેટલાંક નાનાં હતાં મોટાં હતાં તેમણે થોડેએક વિદ્યાભ્યાસ કરેલો હતો. પરંતુ વુઇલિઅમ અને તેના ત્રણ ચાર નાના ભાઇઓ કેવળ બાળક હતા તેથી માત્ર નિશાળમાં જવાની શરૂઆત કરી હતી. એવામાં દુર્દૈવથી તેનો બાપ એકાએક કોઈ રોગથી મરણ પામ્યો. તે વખતે નાનાં છોકરાં કેવળ નિરાધાર પડ્યાં, કારણ બાપે તેને માત્ર જન્મ દીધો હતો, પરંતુ તેના પેટની કીંવા વિદ્યાભ્યાસની કાંઇજ તજવીજ કરી નહોતી.

મેળવેલા સઘળા પૈસા તેણે ખાવા પીવામાંજ ખોયા. બુ-
ધલિઅમને પૂરાં બાર વર્ષ પણ થયાં નહોતાં, એવામાં
આ અનર્થ ગુજર્યો, તેથી હવે તેનો અભ્યાસ બભ્યાસ
તેવોજ રહ્યો. પેટ અર્થે જ્યાં રોજી મળે ત્યાં જવાની જ-
રૂર પડી. તેના બાપનો એક સ્નેહી હતો તેણે તેને ગોદી-
માં વહાણ ઉપર કોઈ કામ ઉપર લગાડી દીધો. બીજા
છોકરાંની પણ કાંઈપણ આ રીતેજ વ્યવસ્થા થઈ. બુધ-
લિઅમને સવારના છ વાગ્યાથી તે રાતના નવ વાગ્યા
સુધી વહાણ ઉપર એક સરખું કામ પડતું હતું, તેથી
તેની હાલત ઘણી ખરાબ થાત, પણ નસીબયોગે તે કામ
ઝટ બંધ થયું, પછી તેને એક ઑફિસમાં સિપાઈની
ચાકરી મળી. અહીંઆં તેને ઘણું કામ કરવું પડતું ન-
હોતું, તેથી નવરાશનો વખત અભ્યાસમાં ઘાલ્યો. તેને
થોડું થોડું વાંચતાં આવડતું હતું, તેથી મળેલાં પુસ્તકો પે-
હેલેથી છેવટ સુધી તેણે વાંચી નાંખ્યાં. એ ક્રમ ચાલતો
હતો, તેવામાં 'એનસાય ક્લોપિડિઆ બ્રિટ્યાનિકા' કરીને
ઈંગ્રેજીમાં એક મોટો ગ્રંથ છે; તે તેના જોવામાં ત્યાં આ-
વ્યો. આ ગ્રંથ મોટો છે, તેથી તેના હજાર, હજાર પા-
નાંના સરાસરી ૨૦ ભાગ છે, તેમાં સર્વ કોઈ વિષય ઉપ-
ર ઉત્તમ પ્રકારની હકીકત લખેલી છે. એની રચના ઈંગ્રે-
જી કોશની પદ્ધતિ ઉપર કરેલી છે. આ ગ્રંથ ધીમે ધીમે
'એ' થી તે 'ઝેડ' સુધી લક્ષ રાખી વાંચ્યો, તેથી તેને
તમામ વિષયનું ઘણુંજ જ્ઞાન થયું. કેટલાક દિવસ ત્યાં
રહી તેણે પોતાની પાસે થોડાક પૈસા એકઠા કર્યા. પછી
તે ચાકરી છોડીને તેણે જાતના જોખમ ઉપર નાનો સર-
ખો બ્યાપાર આદર્યો. તે જાતેજ હુશીઆર અદ્યોગની
હતી પાસે કમ્તાઈ ન હોવાથી તેનો બ્યાપાર દિવસે દિવ-

સે વધતો ગયો, અને હાલ તે એટલો તો શ્રીમાન્ થયોછે કે વ્યાપારને નિમિત્તે તેનાં વહાણો પૃથ્વીના પૃષ્ઠ ઉપર સર્વ ઠેકાણે જાય આવેછે. તેનો વ્યાપાર ન હોય એવો એકપણ દેશ મળવો કઠણ છે.

**રિચર્ડઆર્ક્‌રાઈટની** પણ એવીજ જાતના સ્વતઃ સિદ્ધ લોકોમાં ગણના થાયછે. તે પણ ઘરનો કેવળ ગરીબ હતો. મિડહર્સ્ટ કરીને એક ગામ છે. ત્યાં તેનો બાપ ખેતરમાં મેહેનત કરીને કુટુંબ રક્ષણ કરતો હતો. રીચર્ડ સાત આઠ વર્ષનો થયો નહી એટલામાં ઘરની ગરીબસ્થિતિને લીધે માબાપે તેને લંડન શેહેરની વખારમાં કામ કરાવવા મોકલી દીધો. છોકરો સ્વભાવે સારો અને પોતાના કામમાં કદી ભૂલ કરતો નહોતો તેથી ધણીની તેના ઉપર પ્રીતિ વધતી ગઈ. પેહેલાંથીજ તેને પુસ્તકો વાંચવાની ભારે લત હતી, પરંતુ એટલું માત્ર તેના ધણીને બીલકુલ સારૂં લાગતું નહોતું. તે કંઈક જૂના વિચારનો માણસ હતો, તેથી તે એમ માનતો કે પુસ્તકો ઘણાં વાંચીએ તો ડોક ધ્રુજેછે. એવી તેની બિલક્ષણ સમજણ હતી, માટે તેમ ન કરવા તે હમેશાં કહેતો હતો. પરંતુ તેણે કાંઈ પોતાનો ક્રમ છોડ્યો નહીં. મળેલાં પુસ્તકો વાંચી તેણે પુષ્કળ માહિતી મેળવી, અને કામમાં તેની વધારે હુશીઆરી જણાય આવતી ગઈ, તેથી દિવસે દિવસે તેની ચડતી થતી ગઈ. કામના સંબંધમાં તે ઘણા દેશ ફર્યો, અને ઘણે ઠેકાણે તેને પિછાન થઈ બે પૈસા પણ સિલિકે થયા. પછી તેણે તે ચાકરી છોડી; અને પોતે જાતે છીંટ છાપવાનું નાનું સરખું છાપખાનું કાઢ્યું. તેમાં તેને ઘણીજ કમાઈ થઈ. પછી પોતાનો ધંધો સંભાળી તે લોકોપયોગી કામમાં પોતાનો કેટલોક વખત ગાળવા લાગ્યો. ગરીબ ગરબાંને વિદ્યા

મળે એ સારૂ તેણે સતત્ પરિશ્રમ કર્યો હતો. પરમુલક-
માંથી ધાન્ય આવતું, તેથી દેશની ખેતીને ધક્કો પહોંચ-
તો, માટે બહારથી ધાન્ય આવવાને મનાઈ કરવી, કિંવા
તે ઉપર જાદે કર નાખવો, એવા અર્થના ઈંગ્લાંડમાં
કાયદા વખતે વખત પાસ થયા છે; તેને 'કાર્નલૉસ' કહે
છે. વ્યાપારને અડચણ આણનાર આવો જાતના કા-
યદા ન થાય, માટે પાર્લામેંટ સભામાં પુષ્કળ વાદવિવાદ
કર્યા, અને છેવટે તેણે પોતાનું કહેવું ખરૂં કર્યું. આના
સંબંધમાં એક મોટી લક્ષમાં રાખવા લાયક વાત છે. તે
એ કે પેહેલી વખતે પર્લામેંટ સભામાં એણે જે ભાષણ
કર્યું, તેમાં તેની કાંઈ વધારે વિદ્વતા જણાઈ આવી નહીં.
વિષયની રચના કરતાં બરોબર ન આવડવાથી એકંદર
પેહેલી એપેજ તેની ફજેતી થઈ, પણ એટલાથીજ તેની
ઉમેદ ખસી નહીં, તેણે પોતાનો પ્રયત્ન એવોજ ચાલુ
રાખ્યો. તેમાં કાંઈ ન્યૂનતા રાખી નહીં. રાત્ર દિવસ મેહે-
નત કરી પુસ્તકોનાં પુસ્તકો પાઠ કર્યાં. આ સભામાં જઈ,
બેજી સભામાં જઈ, એમ કરીને પણ તેણે પોતાની બો-
લવાની છૂટ વધારી, અને તેથી એવું બન્યું કે પાર્લામેંટ
સભામાં તે વખતના જે મોટા મોટા વક્તા હતા, તેમાં
તેની ગણત્રી થવા લાગી, સરરાબર્ટ પીલ એના પ્રતિપક્ષીનો
નાયક હતો, તેણે પણ તેની વિદ્વતા અને વક્તૃત્વ શક્તિ
કબૂલ કરી ડુનડીલાઈ એ નામનો એક ફ્રેંચ વિદ્વાન થઈ
ગયો, તે આ વખતે પોતાની સરકારની તરફથી ઈંગ્લાંડ-
માં વકીલાત કરતો હતો. તેણે આ વિષય ઉપર એક ઠેકાણે
એવું કહેલું છે કે 'ઉદ્યોગ અને નિશ્ચય એ બે ગુણ મ-
નુષ્યોના અંગમાં હોય તો તેની સ્થિતિમાં કેવો ફેર પડેછે

એ કૉબ્ડેનના ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ જણાયછે કૉબ્ડે-
નની સ્થિતિ પેહેલાં કેવળ ગરીબ હતી. પરંતુ ફક્ત
ઉદ્યોગ અને શાણપણથીજ તે આટલે મોટે દરજ્જે ચ-
ડ્યો લોકમાં તેની ચાહના થઈ, અને તે સર્વને પ્રિય થયો.
ઉદ્યોગ, સાહસ, પ્રમાણિકપણું, અને બન્ધુ પ્રીતિ વગેરે
જે જે અમુલ્ય ગુણો માટે ઈંગ્રેજ લોકોની પ્રખ્યાતિ છે તે
સર્વ એનામાં ભરેલા હતા. એવા ભાગ્ય-શાળી પુરૂષ આ
દુનિઆમાં ઘણાજ થોડા નીપજે છે.

આ સર્વ દ્રષ્ટાંત ઉપરથી આપણને એવું લાગવું
જોઇએ કે મનુષ્યો જો પોતાની ચડતી કરવા ઈચ્છતા
હોય તો કમર બાંધીને તેમણે સતત્ ઉદ્યોગ કરવો જોઇએ.
પરિશ્રમ કરવો જોઈએ; તેમાં જો કાંઇ ન્યૂનતા રાખી, અને
આળસનો વિશેષ પ્રાદુર્ભાવ થવા દીધો, તો એવા માણ-
સના હાથથી ગમે તેવું હલકું કામ પણ પાર પડવું કઠણ
છે. વિદ્યા સંપાદન કરવી, કિંવા શાણપણાથી બે પૈસા
મેળવવા, એ આળસુ માણસોનું કામ નથી. તેને માટે
શ્રમજ કરવો જોઇએ. શ્રમ વગર આ વાત સાધ્ય થનાર
નથી. શ્રીમંત લોકોને ખાવા પીવા વગેરેની કોઈપણ જાતના
ખળતરા હોતી નથી એવા; અને પૈસાના બળથી જેને
સર્વ વાત સાધ્યછે એવા, લોકોને પણ ઉદ્યોગની આવશ્યક
છે. તે પોતે જો ઉદ્યોગ કરે નહીં તો પછી તે ગમે તેટલો
કરોડોપતી હોય તોપણ તેને ખરેખરો સંતોષ મળવો કઠણ
છે. તે મળવો તેની પોતાની હુશીઆરી ને ડહાપણ ઉપર
છે. બાપની પાછળ બાપની સંપત્તિ માત્ર છોકરાને મળે
છે, પરંતુ તેની અક્કલ ને શાણપણ તેને મળતાં નથી.
તેને માટે તેણે પોતે ઉદ્યોગ કરવો જોઇએ. વળી આ
બાબતમાં જો તેણે પેહેલેથી ખબરદારી રાખી નહીં હોય

તો વડીલોપાર્જિત મળેલી સંપત્તિ પણ જલદીજ નાશ પામશે. એવાં ઉદાહરણો શોધવાને ઈંગ્લાંડમાં જવાની જરૂર નથી. તેની આપણા દેશમાં ઘણી સંખ્યાછે. બાપના વખતની દોલત છોકરાની કિંવા પૌત્રની હયાતી સુધી તેવીજ રેહેશે, તેની આ દેશમાં ખાત્રી દેખાતી નથી. આનું કારણ ખુલ્લું છે, આળસની સર્વત્ર પ્રવૃત્તિ થવાથી તેને આધારે રેહેનારા નાના પ્રકારના અનાચારનો પણ પૂર્ણ અમલ ચાલેછે. સંપત્તિ હોય તો તેથી બજારમાં જઈ, જોઈએ તે વસ્તુ વેચાથી લેતાં આવડશે, ચાકર નફર રાખતાં આવશે, મોજ મારતાં આવડશે, સર્વ કાંઈ કરતાં આવડશે, પરંતુ અક્કલની જો જરાપણ ન્યૂનતા હશે, તો તેજ માત્ર મળવી કઠણ છે. તે ઘણીજ દુર્લભ છે. તે પૈસા ખરચ્યાથી મળતી નથી. તેને માટે ઉદ્યોગજ કરવો જોઈએ, અને તે દરેક જણે પોતેજ કરવો જોઇએ, બીજાના ઉદ્યોગથી કાંઇ થનાર નથી. પોતાનું ડહાપણ ખર્ચ્યા વગર બીજાના ડહાપણથી આ જગતમાં ઘણો ઉપયોગ થતો નથી. જુઓ આ ઉપરથી એ સિદ્ધ થયું કે ઉદ્યોગ પ્રત્યેક મનુષ્યે કરવો જોઇએ, પછી તે શ્રીમંત હો કિંવા ગરીબ હો. ડયૂક ઑફ્ બ્રિડ્ઝ્‌વૉટર્ અને હ્યુમિલર, એ વિષે ઉપર કહ્યુંછે. કે તેમનો કેવળ હલકા કુળમાં જન્મ થયો હતો; આવા માણસોને પણ ઉદ્યોગનું ફળ મળેલું છે. તો જેમની સંપતિ મોટીછે, અને જેમને સર્વ વાત અનુકુળ છે, એવા મનુષ્યોનો ઉદ્યોગ કેમ નિષ્ફળ જશે? ખચિત નિષ્ફળ જનાર નથી.

જે મનુષ્યની પાસે બે પૈસા હોય, અને જો તે ઘરનો ખાવે પીવે સુખી હોય, તો ઘણુંકરીને એવા માણસોને વિદ્યા

ચાભ્સ કિંવા કોઈ પણ ધંધો, અથવા ઉદ્યમ, બ્યાપાર
કરવાને વધારે કઠણ પડતું નથી. પરંતુ એટલા ઉપરથીજ
આપણે એમ સમજવું નહીં કે આવી જાતનાં કામો કર-
વામાં પૈસા ખરેખર જોઈએજ, પૈસા ન હોય તો તેટલાજ
માટે કેવળ અટકી રેહેવું, એમ કદી પણ સમજવું નહીં
એવું જો હોત તો ઉપર જણાવેલા હલકી જાતના મહાન
મહાન પરાક્રમી પુરૂષો આ જગતમાં થાતજ નહીં. તેમની
પાસે ક્યાં પૈસો હતો? અને ક્યાં તેઓ ઘરના શ્રીમંત
હતા? પરંતુ કેટલું તેમનું પરાક્રમ અને કેટલી તેમની
યોગ્યતા. દેશ સર્વ રીતે તેમનો દેણદાર થઈ પડ્યો. વળી
પૈસા હોય. તો તેનું પરિણામ હમેશાં સારૂંજ થાયછે એમ
પણ નથી. ખાવાપીવા વગેરે સર્વ યથાસ્થિત હોય, એટલે
ઉદ્યોગ કરવાની કલ્પના પણ મનુષ્યોને સુજતી નથી. વ-
ધારે તો શું પણ ઉદ્યોગ કરવાની તેમને જરૂરજ જણાતી
નથી, કારણ તેમનો વિચાર ઉદ્યોગ વગેરે કરવું તે સર્વ
પેટને માટેજ. અને તેની જો વડીલના પ્રતાપથી ખાતરી
ન હોય તો, એ ખુલ્લું છે કે શા માટે એ અફળ ઝાડને
દુઃખ દેવું જોઈએ. એકંદર વિચાર આવા હોવાથી આ-
ળસની વિશેષ વૃદ્ધિ થઈ શ્રીમંત લોકો કોઈ પ્રકારની મેહેન-
તને લેખામાં ગણતા નથી, અને એથી કરી આગળ
કદી ખરાબ દિવસ આવે તો તે ખમવાને તેનામાં સામ-
ર્થ્ય રેહેતું નથી. પોતામાં શો દમ છે, અને કઈ વાતનો
પોતાના હાથથી નિભાવ થશે, એજ તેને બિલકૂલ સમ-
જાતું નથી, તો એ ઉઘાડું છે કે આ વખતે તેના હાથથી
પરાક્રમ શેનું થાય; પરંતુ ગામગામની પંચાત પડે એટલે
મનુષ્યને કાંઈ પણ ઉદ્યોગ કરવાની જરૂર પડે એકઠેકાણે
ન ફાવે તો ફરી પ્રયત્ન કરવો પડેછે. તેથી કોઈ કોઈ વખત

એવું બને છે કે ઉદ્યોગ કરવો એ એક જાતનું વ્યસન હોય એમ થઈ જાયછે. આ પ્રકાર પણ ઉપર કહેલા ઉદાહરણોમાં ગણાયછે તેથી તેના યોગ્યતા આટલી વધી; માટે જો આપણે કદાચિત ગરીબ સ્તિતિને પાત્ર થયા તો તેટલા સારૂ આપણે મનમાં ઘણો ખેદ માનવો નહીં, કેમકે તેથી આપણા ઉદ્યોગને પુષ્ટી મળેછે, ઉત્સાહ વધેછે, અને આગળ જતા હરેક પ્રકારે તે આપણા સુખનાં સાધન ભૂત થાયછે. એટલું તો ખરૂંછે કે જે જાતે આ- ળસુ હોય, સ્વાભિમાન એટલે શું એ જે સમજતો નહોય, એવા માણસની ગમે તેવી ખરાબ દશા થાય તો પણ તેમાંથી પોતાનો છૂટકો કરવાને તે કિંચિત પણ પ્રયત્ન કરનાર નથી, અને એથી તે જન્મ સુધી રખડતો રહેછે પરંતુ જેનો સ્વભાવ ઉદ્યોગી, જેને સારાસારનો વિચાર, અને જે મહત્વાકાંક્ષી હોય, એવા જો ગરીબાઈમાં આવે તો કેવળ પરમેશ્વરની કૃપાજ સમજવી. તેથી ખરેખર તેની ઉન્નતિજ થાયછે. એકને એક ઠેકાણે એવું કહેલું છે કે 'પૈસો આવ્યો એટલે જોઇએ તે કામ કરતાં આવડશે' એવી લોકોની સમજ હોવાથી પૈસાને તેઓ વિશેષ માન દેછે, પરંતુ એ તેમની જબરી ચૂકછે. પૈસા સિવાય ઉદ્યોગબળથીજ જે જે વાત બનેલીછે, તેનો તેઓ બિલકુલ વિચાર કરતા નથી. એથી સ્વઉદ્યોગની મહતાઈ વિષે કેવળ અજાણ રહેછે, માટેજ પોતાનો સર્વ આધાર સર્વ રીતે બીજા ઉપર રાખવાને તે હમેશાં તત્પર રહેછે, પરંતુ જો મનુષ્ય, કરવો જોઇએ તેટલો ઉદ્યોગ કરે, અને જોઇએ તેટલું પો- તાનું મન સ્વાધિન રાખે, તો ઘણું કરીને બીજાને બારણે જવાનો તેને કદી પણ પ્રસંગ આવશે નહીં; અને પોતાના કુટુંબનું રક્ષણ કરવાને તેને ઘણી મેહેનત પણ પડશે

નહીં. આ પ્રમાણે સ્વમહેનતથી જે શાક રોટલો મળે તેના મીઠાશ કાંઈ વધારે હોયછે, ને તે શરીરને અત્યંત સુખકારક થાયછે, એટલુંજ નહીં પણ તેમાંજ સંતોષ રાખવાથી માણસને કોઈ પણ જાતની આ જગતમાં લુચ્ચાઈ કરવાની જરૂર રહેતી નથી, ને ગાંઠે પાંચ પૈસા એકઠા થશે તેથી આધારે પડેલાં માણસોને વધારે સુખ મળતું જશે.

પૈસા એ ઘણો ખરાબ છે. પૈસા થયે એટલે માણસને ઉદ્યોગ નહીં જેવો લાગેછે. નહીં નહીં તે ઢોંગ સુઝેછે, મતલબ કે આળસમાં અને બડેજાવી ભોગવવામાંજ તેનો ઘણોક વખત જાયછે. આ કહેવું આપણા હિંદુસ્તાન દેશના લોકનેજ પુષ્કળ અંશે લાગુ પડેછે. જો કે આપણે મેળવેલી સર્વ સંપત્તિ હવે નહી જેવી થઇ તોપણ આપણા બડાપણામાં હજી સુધી બહુ ન્યૂનતા થઈ નથી, પરંતુ ઈંગ્લાંડમાં આવી રીત નથી; ત્યાં મોટા મોટા શ્રીમંત લોકોછે, અને તેની સંપત્તિ પણ એટલી બધી છે કે તેની આગળ આપણી જે સંપત્તિ હતી તે પણ કાંઈ નહોતી એવું પણ કહેવામાં આવશે. એવું છે તોપણ ત્યાંના લોકોનો વખત હમેશાં કાંઈપણ સદ્ ઉદ્યોગ કરવામાં જાય છે. તેઓ પોતાના દેશને માટે તથા દેશી ભાઈઓ માટે ગમે તે કામ કરવાને તત્પર હોયછે. આવી બાબતમાં તેઓ માન, અભિમાન બહુ જોતા નથી, પોતાના સુખ તરફ તેનું ઘણું લક્ષ નથી, એથી ગમે તેવું મોટું સંકટ આવ્યું હોય તોપણ તે પાછા હઠતા નથી, અને પોતાના કર્તવ્યમાં કાંઈપણ આળસ કરતા નથી. ખરેખર આ બધું એ લોકોનું મોટું ભુષણ છે. એ બાબત તેમના જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાંછે. પોતાના દેશનું ખરેખર

કલ્યાણ થાય એવીજ તેઓ પોતાના રાજાને હમેશાં સલાહ આપેછે. એટલું નહી પણ પ્રસંગ આવે કમર બાંધી ને પોતે પંડે લડાઈમાં જવાને આગળ પાછળ જોતા નથી. સ્પેન દેશના સંબંધે પેહેલાં નેપોલિયન સાથે ઇંગ્રેજોને જે લડાઈ થઈ હતી, તે વખતે મોટા મોટા શ્રીમંત લોક જેમને કોઈપણ જાતની ન્યૂનતા નહોતી; એવાઓ પણ પોતાના દેશ માટે લડવાના ઈરાદાથી ત્યાં ગયા હતા. તેઓમાં કોઈ એક પલટનનો એક નાયક હતો, તે પોતાની પલટન સાથે તડકા બડકાનું દુઃખ ખમી, ચાકર બાકર સિવાય એકલોજ પહાડી ને કાંટાવાળી જમીન ઉપરથી હાથમાં બંદુક લઈ પગે ચાલી જતો હતો, તેણે પોતાના કર્તવ્ય આગળ પોતાના શરીરની પણ ઘણી દરકાર રાખી નહી. પરંતુ પાછળથી એવી ખબર પડી કે તે સરાસરી દોઢ લાખનો આસામી હતો. એટલે વર્ષે તેને દોઢ લાખની ચોખ્ખી પેદાશ હતી. એતો શું પણ ક્રિમિઅનવાર કરીને રૂશિઆ સાથે ઈંગ્રેજોની જે લડાઇ થઇ હતી, તેમાં પણ ઘણા મોટા લોકોએ પોતાના પૈસાનું અથવા મોટાઇનું ખોટું અભિમાન ન ધરતાં, નહી નહીં તે સંકટ ખમ્યા છે, અને પોતાની ને પોતાના દેશની આબરૂ રાખીછે. હિંદુસ્તાનની ઉષ્ણ હવા પેહેલાં એ લોકોને બિલકુલ માફક આવતી નહોતી, પરંતુ આગળના ભાવી સુખ તરફ લક્ષ રાખી પોતાના પ્રયત્નમાં તેમણે કાંઈ પણ ન્યૂનતા રાખી નથી. આ સર્વ ઉદ્યોગનું ફળ એ લોકો આજ હવે કેવી રીતે ભોગવે છે, તે આપણે જોઇએ છીએ.

આપણા દેશમાં વિદ્યા એટલે જે કાંઇ શીખવું, તે ઘણું કરીને ગરીબ એટલે જેમને સરકારી ચાકરી કરી પેટ ભરવું પડે, તેમણેજ શીખવું એવી કેટલાક લોકની વિચિત્ર

